श्री हंसराज बच्छराज नाहटा
सरदारशहर निवासी
द्वारा
जैन विश्व भारती, लाडनूं
को सप्रेम भेंट

श्री 'સત્યપ્રકાશ' પ્રિન્ટિંગ પ્રેસમાં શા. પ્રેમચંદ નાહાલચંદ
તથા ડાહ્યાભાઈ ચકરાભાઈ ગાંધીએ છાપ્યું. ઠે. ખાડીઆ
અમદાવાદ.

# પ્રસ્તાવના.

આ જ્યોતીષ ગ્રંથની પ્રત જૂના ભંડારમાંથી ટબા સહીત મારે હાથ આવતાં મેં એકવાર વાંચી જેથી મને સાધારણ આનંદ થયો, પણ પુરતી સમજણ પડી નહી. ફરી વાંચવાનું જારી રાખતાં મને કાંઇક વિશેષ માહેતગારી મળી. આથી મારા મનમાં વિચાર થયો કે આ પ્રતનો કોઈ વિદ્વાન જોશીની પાસે શુદ્ધ ગુજરાતામાં તરજુમો કરાવ્યો હોય તો ઘણો ઉપયોગી થઇ પડે; જેથી કેટલાક જોશીઓને મેં આ પ્રત બતાવી પણ તેઓની નજર નહીં પહોંચવાથી ના પાડી. છેવટે રૂપનગઢ નિવાસી મારવાડી જોશી શ્રીયુત **પરમાનંદ રામપાળજી** કે જેમણે જ્યોતીષનો ઘણો સારો અભ્યાસ કર્યો છે, તેમની મુલાકાત લીધી, અને તેમને આ ગ્રંથનું ભાષાન્તર કરવા વિદીત કર્યું. તેઓશ્રીએ આ ગ્રંથ એકવાર તપાસી જવાબ આપ્યો, કે આ પુસ્તકનું શુદ્ધ ગુજરાતી ભાષાન્તર થવાની ખાસ જરૂર છે; આ ગ્રંથમાં જ્યોતીષના તમામ ગ્રંથોનો સમાવેશ થાય છે, અને આ એકજ પુસ્તકથી માણસનું કામ સીદ્ધિદાયક થશે એમ મારૂં ધારવું છે. આ પુસ્તકમાં હું મ્હારાથી બનતી મદદ આપવા તૈયાર છું. આ પ્રમાણે તેઓશ્રીના હીમતભરેલા વચન સાંભળીને મ્હારા આનંદમાં ઓર વધારો થયો, અને ગમે તેમ થાય તોપણ આ પુસ્તકને એકવાર જાહેરમાં લાવવા નિશ્ચય કર્યો. ત્યારબાદ આ પુસ્તકનું કામ શરૂ કીધું પણ વચમાં એટલી હરકત આવી પડી, કે તે જોશીને ગુજરાતી ભાષાનો જોઇએ તેવો અભ્યાસ નહીં હોવાથી કેટલેક ઠેકાણે શબ્દનો પ્રાસ તથા દેશ રીતરીવાજના કાર્યની ભાષામાં ભંગ થવા લાગ્યો. આથી અમે એક વાડાસીંધુના પુરાણી કે જે ગુજરાતી, સંસ્કૃત તથા જ્યોતીષનું કાંઇક જ્ઞાન ધરાવતા હતા તેમને સાથે રાખી આ પુસ્તકમાં બનતી મહેનતે સુધારોવધારો કરી તરજુમો કરાવ્યો છે. તેમ છતાં હજી પણ કેટલીક જગ્યાએ જોઇએ તેવો પુરતો ખુલાસો થયો નથી તેનું કારણ એ, કે બીજો ભાગ અમોને પાછળથી મળી આવ્યો. તેમાં શ્લોક સિવાય સંસ્કૃત ટીકા કે ટબો કાંઇ પણ હતુ નહીં, યંત્ર ઉપર મથાળુ પણ હતુ નહી; છતાં તે જોશીશ્રીએ પોતાની હીંમતથી ખુલાસા સહીત તરજુમો કર્યો છે. કેટલેક સ્થળે વિષય બહુ બારીક હોવાથી વાચકવર્ગને કંટાળો આવે એવા ભયથી ભાવાર્થ સંક્ષેપ (ટુંકા)માં મૂકયો છે.

આ પુસ્તક તૈયાર કરાવવામાં જૈન મુનીશ્રીઓએ પણ પોતાના કીંમતી વખતનો ભોગ આપી જે મદદ કરી છે તેને માટે તેઓ સર્વેનો અમે અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ.

પ્રિય વાચકવર્ગ ! આ પુસ્તક કાળજીપૂર્વક જેમ જેમ વાંચશો તેમ તેમ આપને માલમ પડશે, કે જ્યોતિષ શી ચીજ છે, અને એમાં શું ખુબી રહી છે ! ગ્રંથકર્ત્તાની મેહેનત અને વિદ્વતા તરફ નજર કરતાં આપણે આશ્ચર્ય પામ્યા વગર રહીશું નહીં; પણ એટલું તો જરૂર યાદ રાખવું જોઇશે કે વાચકવર્ગને જ્યોતીષનો કાંઇક શોખ અને અભ્યાસની જરૂર તો પડશે જ. ગ્રંથકર્તાના જીવનચરીત્ર વિષે કેટલીક તજવીજ કરતાં જોઇએ તેવી હકીકત મળી શકી નહીં જેથી લખવાનુ મુલ્તવી રાખ્યું છે, પણ વિદ્વાનો તરફથી ખાત્રીપૂર્વક જીવનચરીત્ર અમને મળશે તો બીજી આવૃત્તિમાં દાખલ કરવામાં આવશે.

આ ગ્રથનાં બે ભાગ રાખવામાં આવ્યા છે. તેમાં એક મુહુર્ત વિષે અને બીજો ગણીત કુંડળી વિષે છે. શ્રીમાન્ નરચંદ્ર આચાર્યે આ બે ભાગમાં જ્યોતીષના ઘણા ગ્રથનો સમાવેશ કર્યો છે, અને ગ્રંથનું નામ પણ તેમના નામથીજ રાખ્યું જણાય છે એ બે ભાગ સિવાય પણ, સૂત્રોને આધારે, કેટલીક જાણવાજોગ બિના સંક્ષેપમા છેવટ દાખલ કરવામાં આવેલ છે. તેમાં લૌકીક અને લોકોત્તર એમ બે ભાગ દેખાડયા છે. તે સીવાય કેટલીક બિના જુના લખાણ ઉપરથી તેમજ કેટલીક બિના અનુભવીઓને મુખેથી જેવી સાંભળી તેવી તેમાં દાખલ કરી છે. તેમાં કોઇ જગ્યાએ લખાણદોષ, છાપ દોષ, અને દ્રષ્ટિદોષથી રહેલો ભુલો વાચકવર્ગની નજરે દેખાય તો સુધારી વાંચવા તસદી લેશો, અને મેહેરબાની કરી અમને લખી જણાવશો તો બીજી આવૃત્તિમાં બનતો ફેરફાર કરી શકાશે .

આ પુસ્તકના પ્રુફ સુધારવામાં **લિંબડી નિવાસી** ( હાલ અમદાવાદ ) **સંઘવી વાડીલાલ કાકુભાઈએ** તન–મનથી જે મહેનત લીધી છે તે માટે અમે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ, અને અમારી ખાત્રી આપીએ છીએ, કે તેઓ પ્રુફ સુધારવાનું કામ બહુજ સંતોષકારક રીતે બજાવે છે દેશાવરથી પુસ્તક છપાવનારે પ્રુફ સુધરાવવાનું કામ તેમની મારફત કરાવવા અમે આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ. આ પુસ્તકનું ગુજરાતી લખાણ તૈયાર કરાવવામાં શા નાગરદાસ લધુભાઇએ જે મહેનત લીધી છે તેને માટે અમે તેમનો આભાર માનીએ છીએ

લી હું છું,
ચાર તીર્થનો દાસ,
ર. મા.

# અનુક્રમણિકા.

## પ્રથમ કીરણ.

| વિષયાંક. | વિષયનું નામ. | પૃષ્ઠાંક. |
|---|---|---|
| ૨૪ | અથ શ્રી ચંદ્રભંગ વિચાર ... ... ... | ૨૪ |
| ૨૫ | અથ શ્રી ભદ્રા વિચાર ... ... ... | ૨૫ |
| ૨૬ | અથ શ્રી ભદ્રાની ઘડી તથા સ્થાન વિચાર તથા તેનુ ફળ. | ૨૬ |
| ૨૭ | અથ શ્રી વિષ્ટીની દિશાઓનાં સ્થાનક તથા ભદ્રાના પુંછની સમજ. | ૨૬ |
| ૨૮ | અથ શ્રી ભદ્રા રાશી વિચાર ... ... ... | ૨૮ |
| ૨૯ | અથ શ્રી વિષ્ટી મુખ વિચાર ... ... ... | ૨૮ |
| ૩૦ | અથ શ્રી પ્રહરાર્ધ કુલીક ઉપકુલીક કંટક યોગ વિચાર ... | ૨૯ |
| ૩૧ | અથ શ્રી કાળ વેળા ... ... ... | ૩૧ |
| ૩૨ | અથ શ્રી સ્થિવર યોગ ... ... ... | ૩૧ |
| ૩૩ | અથ શ્રી કર્ક યોગ વિષે ... ... ... | ૩૨ |
| ૩૪ | અથ શ્રી યમઘંટ યોગ વિષે ... ... ... | ૩૨ |
| ૩૫ | અથ શ્રી અમૃત સિદ્ધિ યોગ વિષે ... ... | ૩૩ |
| ૩૬ | અથ શ્રી ઉત્પાત, મૃત્યુ, કાંણુ યોગ વિષે ... ... | ૩૪ |
| ૩૭ | અથ શ્રી વજ્રપાત યોગ વિષે ... ... | ૩૪ |
| ૩૮ | અથ શ્રી વિજય યોગ વિષે ... ... | ૩૫ |
| ૩૯ | અથ શ્રી સંવર્ત્તક યોગ વિષે ... ... | ૩૫ |
| ૪૦ | અથ શ્રી કાલમુખી યોગ વિષે ... ... | ૩૫ |
| ૪૧ | અથ શ્રી રવી યોગ વિષે ... ... | ૩૬ |
| ૪૨ | અથ શ્રી અઠ્ઠાવીશ યોગ આવવાનો પ્રકાર ... ... | ૩૭ |
| ૪૩ | અથ શ્રી કુમાર યોગ વિષે ... ... | ૩૯ |
| ૪૪ | અથ શ્રી રાજ યોગ વિષે ... ... | ૩૯ |
| ૪૫ | અથ શ્રી ત્રિગંડાંત યોગ વિચાર. ... ... ... | ૪૦ |
| ૪૬ | અથ શ્રી નક્ષેત્ર પંચક વિષે. ... ... ... | ૪૨ |
| ૪૭ | અથ શ્રી ચંદ્રમાની બાર પ્રકારની અવસ્થા વિષે ... | ૪૩ |
| ૪૮ | અથ શ્રી ચંદ્રમાના ઘરની દીશાઓ વિષે. ... ... | ૪૫ |
| ૪૯ | અથ શ્રી ચંદ્રમાના ફળ વિષે ... ... | ૪૫ |
| ૫૦ | અથ શ્રી ત્રીપૂષ્કર તથા યમલ યોગ વિષે ... | ૪૫ |
| ૫૧ | અથ શ્રી ત્રીપુષ્કર, યમલ યોગ તથા પંચક ફળ વિષે. ... | ૪૬ |
| ૫૨ | અથ શ્રી કર્ણુ વિષે. ... ... ... | ૪૭ |
| ૫૩ | અથ શ્રી કર્ણુ ગણુવાની રીતી. ... ... | ૪૭ |

| વિષયાંક. | વિષયનું નામ. | પૃષ્ટાંક. |
|---|---|---|
| ૫૪ | અથ શ્રી કર્ણનાં નામ. ... ... ... | ૪૭ |
| ૫૫ | અથ શ્રી ઉપર કહેલાં કર્ણમાં શું શું કામ કરવું તથા ન કરવું તે વિષે. ... ... ... | ૪૮ |
| ૫૬ | અથ શ્રી શકુની, ચતુષ્પદ, નાગ અને કિસ્તુઘ્ન એ ચાર કર્ણના સ્વામી વિષે ... ... ... | ૪૯ |
| ૫૭ | અથ શ્રી સંક્રાંતિ પ્રકાર ... ... ... | ૫૦ |
| ૫૮ | અથ શ્રી સંક્રાંતિનાં મુહૂર્ત જાણવાનો પ્રકાર ... ... | ૫૨ |
| ૫૯ | અથ શ્રી સંક્રાંતિ ફલ વિચાર ... ... ... | ૫૩ |
| ૬૦ | અથ શ્રી સંક્રાંતિ વાર ફલ વિચાર ... ... | ૫૩ |
| ૬૧ | અથ શ્રી સંવત્સરના વર્ષાનો વિચાર ... ... | ૫૪ |
| ૬૨ | અથ શ્રી પરદેશ ગમન પ્રસ્થાન પ્રમાણ ... ... | ૫૫ |
| ૬૩ | અથ શ્રી ગમન નક્ષેત્ર વિચાર ... ... ... | ૫૬ |
| ૬૪ | અથ શ્રી ન ચાલવાના નક્ષત્રોના વખત વિષે ... ... | ૫૭ |
| ૬૫ | અથ શ્રી પરિઘયોગ જોવાનો વિચાર ... ... | ૫૮ |
| ૬૬ | અથ શ્રી ગમન મુહૂર્ત વિચાર ... ... ... | ૫૮ |
| ૬૭ | અથ શ્રી દિશાશૂલ વિચાર ... ... ... | ૫૯ |
| ૬૮ | અથ શ્રી દિશાશૂલના ભંગ વિષે ... ... ... | ૫૯ |
| ૬૯ | અથ શ્રી વિદિશા દિશાશૂલ વિષે ... ... ... | ૬૦ |
| ૭૦ | અથ શ્રી વિદિશા દિશાશૂલના પરિહાર વિષે ... ... | ૬૧ |
| ૭૧ | અથ શ્રી નક્ષેત્ર દિશાશૂલ વિષે ... ... ... | ૬૧ |
| ૭૨ | અથ શ્રી નક્ષેત્ર શૂલ વિષે ... ... ... | ૬૧ |
| ૭૩ | અથ શ્રી યોગિની વિચાર ... ... ... | ૬૨ |
| ૭૪ | અથ શ્રી યોગીનીનાં નામ તથા વાહન ... ... | ૬૩ |
| ૭૫ | અથ શ્રી યોગીનીનું ફળ. ... ... ... | ૬૪ |
| ૭૬ | અથ શ્રી ગ્રહનાં વાહનનો વિચાર ... ... ... | ૬૪ |
| ૭૭ | અથ શ્રી નવગ્રહના નવ વાહન અને તેનું ફળ. ... | ૬૫ |
| ૭૮ | અથ શ્રી રાહુ વિચાર. ... ... ... | ૬૫ |
| ૭૯ | અથ શ્રી સ્વરોદય વિચાર ... ... ... | ૬૮ |
| ૮૦ | અથ શ્રી વિશેષ કામ વાર સ્વરોદય વિચાર ... ... | ૬૯ |
| ૮૧ | અથ શ્રી સૂર્યના વાસા વિષે ... ... ... | ૭૧ |

| વિષયાંક. | વિષયનું નામ. | પૃષ્ટાંક. |
|---|---|---|
| ૮૨ | અથ શ્રી કાલ પાસ વિચાર ... ... | ... ૭૧ |
| ૮૩ | અથ શ્રી વત્સ વિચાર ... ... | ... ૭૩ |
| ૮૪ | અથ શ્રી શુક્ર વિચાર ... ... | ... ૭૪ |
| ૮૫ | અથ શ્રી શુક્ર ઉગવાનું માસ ફળ ... ... | ... ૭૫ |
| ૮૬ | અથ શ્રી સૌભાગ્યવતી સ્ત્રીને સાસરે તથા પીયર જવાનું મહૂરત ... ... ... | ... ૭૬ |
| ૮૭ | અથ શ્રી ગુરૂ તથા શુક્રના અસ્તમાં તજવાનાં કામ | ... ૭૮ |
| ૮૮ | અથ શ્રી સિંહના ગુરૂનો વિચાર ... ... | ... ૭૯ |
| ૮૯ | અથ શ્રી રોગીને સ્નાન કરાવવાનું મુહુરત ... | ... ૮૦ |
| ૯૦ | અથ શ્રી સ્ત્રીને પ્રસૂતિ સ્થાન મુહુરત ... ... | ... ૮૧ |
| ૯૧ | અથ શ્રી પ્રથમ પ્રસૂતી સ્નાન મુહુરત ... ... | ... ૮૨ |
| ૯૨ | અથ શ્રી કન્યાને પહેલું આણું કરવાનું મુહૂર્ત ... | ... ૮૪ |
| ૯૩ | અથ શ્રી ઘરાણું તથા વસ્ત્ર ધારણ કરવાનું મુહુર્ત | ... ૮૫ |
| ૯૪ | અથ શ્રી વિદ્યારંભ મુહૂર્ત વિચાર ... ... | ... ૮૬ |
| ૯૫ | અથ શ્રી વર વધુને આઠ ગુણ જોવાનો વિચાર ... | ... ૮૭ |
| ૯૬ | અથ શ્રી એક બીજાને લેણાદેણીનો સંબંધ જોવા વિષે ... ... | ... ૮૮ |
| ૯૭ | અથ શ્રી વર્ણ વિષે. ... ... | ... ૮૯ |
| ૯૮ | અથ શ્રી ગણ વિચાર ... ... | ... ૯૧ |
| ૯૯ | અથ શ્રી વૈશ્ય તથા શડાષ્ટક વિચાર ... ... | ... ૯૨ |
| ૧૦૦ | અથ શ્રી તારા જોવાનો વિચાર ... ... | ... ૯૫ |
| ૧૦૧ | અથ શ્રી વિવાહમાં સર્પાકાર નાડી વેધનો વિચાર... | ... ૯૫ |
| ૧૦૨ | અથ શ્રી નાડી જોવાના કાર્યો. ... ... | ... ૯૫ |
| ૧૦૩ | અથ શ્રી યુન્જા વિચાર ... ... | ... ૯૬ |
| ૧૦૪ | અથ શ્રી નાડી જોવાનો વિચાર ... ... | ... ૯૬ |
| ૧૦૫ | અથ શ્રી રોગી પુરૂપ જોવા વિષે ... ... | ... ૯૭ |
| ૧૦૬ | અથ શ્રી બાર રાશીનાં સ્વામિ ... ... | ... ૯૮ |
| ૧૦૭ | અથ શ્રી ગ્રહ ઉંચ નીચ રાશી વિચાર... ... | ... ૯૮ |
| ૧૦૮ | અથ શ્રી ગ્રહના અતિ વેર વિષે ... ... | ... ૯૯ |
| ૧૦૯ | અથ શ્રી યોની તથા અષ્ટ પ્રિતિ વિચાર ... | ...૧૦૦ |

| વિષયાંક. | વિષયનું નામ. | પૃષ્ટાંક. |
| --- | --- | --- |

## દ્વિતીય કીરણ.

| વિષયાંક. | વિષયનું નામ. | પૃષ્ટાંક. |
|---|---|---|
| ૧૩૮ | અથ શ્રી બાર રાશી વિચાર ... ... | ...૧૨૮ |
| ૧૩૯ | અથ શ્રી રાશી સંજ્ઞા વિચાર. ... ... | ...૧૨૮ |
| ૧૪૦ | અથ શ્રી રાશી બલાબલ વિચાર. ... ... | ...૧૩૦ |
| ૧૪૧ | અથ શ્રી ગ્રહ પરમ ઉચ્ચ અંશ વિચાર ... | ...૧૩૧ |
| ૧૪૨ | અથ શ્રી પરમ્ નીચ ગ્રહ વિચાર ... ... | ...૧૩૨ |
| ૧૪૩ | અથ શ્રી બાર ભુવન ગ્રહ કુંડલી વિચાર. ... | ...૧૬૨ |
| ૧૪૪ | અથ શ્રી પાપ સૌમ્ય ગ્રહ દીશા વિચાર. ... | ...૧૩૭ |
| ૧૪૫ | અથ શ્રી ગ્રહ લીંગ સંજ્ઞા વિચાર. ... ... | ...૧૩૮ |
| ૧૪૬ | અથ શ્રી ગ્રહ ભેદ વિચાર. ... ... | ...૧૩૯ |
| ૧૪૮ | અથ શ્રી દિવસ રાત્રી બલ વિચાર. ... ... | ...૧૪૦ |
| ૧૪૯ | અથ શ્રી નૈસર્ગ બલ વિચાર. ... ... | ...૧૪૧ |
| ૧૫૦ | અથ શ્રી ગ્રહ દ્રષ્ટિ વિચાર ... ... | ...૧૪૧ |
| ૧૫૧ | અથ શ્રી ગ્રહ મૈત્રી વિચાર ... ... | ...૧૪૩ |
| ૧૫૨ | અથ શ્રી ગોચર ગ્રહ વિચાર ... ... | ...૧૪૪ |
| ૧૫૩ | અથ શ્રી અષ્ટ વર્ગ ફળ વિચાર ... ... | ...૧૪૭ |
| ૧૫૪ | અથ શ્રી શુભ કાર્યમાં વર્જવા યોગ સમય વિચાર | ...૧૫૫ |
| ૧૫૫ | અથ શ્રી ગૃહવાસ્તુ, દેવ પ્રતિષ્ટા અને દીક્ષા મુહુર્ત્ત વિચાર... | ૧૫૬ |
| ૧૫૬ | અથ શ્રી ગુરૂ શુક્રના ઉદય અસ્તનો વિચાર ... | ...૧૫૭ |
| ૧૫૭ | અથ શ્રી દીક્ષા નક્ષત્ર વિચાર ... ... | ...૧૫૮ |
| ૧૫૮ | અથ શ્રી વેધ, લત્તાપાત, એકાર્ગલ વિચાર ... | ...૧૫૯ |
| ૧૫૯ | અથ શ્રી એકાર્ગલ યંત્ર વિચાર ... ... | ...૧૬૩ |
| ૧૬૦ | અથ શ્રી લત્તા દોષ વિચાર ... ... | ...૧૬૩ |
| ૧૬૧ | અથ શ્રી પાત દોષ વિચાર ... ... | ...૧૬૪ |
| ૧૬૨ | અથ શ્રી ઉપગ્રહ વિચાર .. ... | ...૧૬૫ |
| ૧૬૩ | અથ શ્રી ક્રાંતિ સાંમ્ય વિચાર ... ... | ...૧૬૬ |
| ૧૬૪ | અથ શ્રી પ્રતિષ્ટા મુહૂર્ત્ત લગ્ન વિચાર... ... | ...૧૬૭ |
| ૧૬૫ | અથ શ્રી નવમાંશક ફળ વિચાર ... ... | ...૧૬૮ |
| ૧૬૬ | અથ શ્રી લગ્ન ગ્રહ બલ વિચાર ... ... | ...૧૭૦ |

## પુસ્તક મળવાનાં ઠેકાણાં:—

——:o:——

### સુરત.

૧. પ્રગટકર્તા પાસેથી.

૨. શા. નાગરદાસ લઘુભાઇ,

ઠે. ભાગા તળાવ, પોસ્ટ ઑફીસની પાછળ, ઘર નં. ૧૭૮.

### અમદાવાદ.

શા. ત્રીભોવનદાસ રૂઘનાથદાસ જૈન બુકસેલર,

ઠે. રાયપુર, આકાશેઠના કુવાની પોળ.

### ખંભાત.

પૂજ્ય શ્રી હરખચંદ્રજી સ્વામી પુસ્તકાલય,

હા. શાહ છોટાલાલ મોતીચંદ

ઠે. સુતારવાડો.

॥ श्री गौतमेभ्यो नमः ॥

# ॥ श्री नरचंद्र जैन ज्योतिष. ॥

## प्रथम कीरण ( भाग १ लो. )

॥ मंगळाचरण. ॥

॥ श्लोक. ॥

श्री अर्हंताजिनंनत्वा । नरचंद्रेणधीमता ।
सारमुध्रीयते किंचित् । योतिषः क्षीरनिरधे ॥१॥

ભાવાર્થ—ગ્રંથકર્તા નરચંદ્ર આચાર્ય બુદ્ધિમાન પોતાના ઇષ્ટદેવ શ્રી અર્હત જીન તિર્થંકર પ્રભુને વંદન નમસ્કાર કરીને, જ્યોતિષરૂપી સમુદ્રમાંથી સારનો ઊદ્ધાર કરે છે. અર્થાત્ સાગરને ગાગરમાં ભરવા રૂપ કરે છે. મતલબ કે આ ગ્રંથમાં ૪૮ વિષ-યોમાં ઘણા ગ્રંથોનો સમાવેશ થાય છે. તે અડતાલીસ વિષયોનાં નામ નીચે પ્રમાણે. ॥ ૧. ॥

तिथि वार धिश्न योगा । राशि शशि तारकाबलं भद्रा ॥
कुलिकोप कुलिक कंटक । अर्द्धप्रहरा कालवेलाच ॥२॥
स्थिवर शुभाशुभर व्युप । कुमार राजादि योगगांडां ॥
पंचक चंद्रावस्था । त्रिपुष्कर यमल करणानि ॥३॥
प्रस्थानक्रम दिग् धिश्न । शूल कीलाश्च योगिनी राहु ॥
हंस रवि पासा काला । वच्छ शुक्रेगति रितिगमने ॥४॥
स्नानाभिधान विद्याक्षौरं । वर पात्र नष्ट रुग्विलम्भा ॥
पैत्रिक गेहारंभा । प्रकीर्णकान्यत्रवक्षंते ॥५॥

ભાવાર્થઃ—

૧ પંદર તિથીનો વિચાર.
૨ સાત વારનો વિચાર.
૩ અઠ્ઠાવિસ નક્ષત્રનો વિચાર.
૪ સત્તાવિસ યોગ ફળનો વિચાર.
૫ બાર રાશીનો વિચાર.
૬ ચંદ્રમાનો વિચાર.
૭ તાર બળનો વિચાર.
૮ ભદ્રાનો વિચાર.
૯ કુલીક યોગ વિચાર.
૧૦ ઉપકુલીક યોગ વિચાર.
૧૧ કંટક યોગ વિચાર.
૧૨ અર્દ્ધ પ્રહર વિચાર.
૧૩ કાળ વેળા વિચાર.
૧૪ સ્થિર ચર યોગ વિચાર.
૧૫ શુભ યોગ વિચાર.
૧૬ અશુભ યોગ વિચાર.
૧૭ રવી યોગ વિચાર.
૧૮ કુમાર યોગ વિચાર.
૧૯ રાજ યોગ વિચાર.
૨૦ ગડાંત યોગ વિચાર.
૨૧ પંચક વિચાર.
૨૨ ચંદ્રમાની અવસ્થાનો વિચાર.
૨૩ ત્રીપુસ્કર યોગ વિચાર.
૨૪ યમળ યોગ વિચાર.
૨૫ સાત કર્ણનો વિચાર.
૨૬ પ્રસ્થાન કરણ વિચાર.
૨૭ દીશી વિદીશીનો વિચાર.
૨૮ નક્ષત્રનો વિચાર.
૨૯ દીશાશૂળનો વિચાર.
૩૦ કીલક યોગનો વિચાર.
૩૧ યોગીની વિચાર.
૩૨ રાહુનો વિચાર.
૩૩ નાસીકાનો વિચાર.
૩૪ સૂર્યનો વિચાર.
૩૫ પાસનો વિચાર.
૩૬ કાળપાસનો વિચાર.
૩૭ વત્સનો વિચાર.
૩૮ ઉદય અસ્ત શુક્રની ગતિનો વિચાર. ગમન મુહુર્ત.
૩૯ સ્નાન મુહુર્તનો વિચાર.
૪૦ નામ કરણ ચુલા વિચાર.
૪૧ વિદ્યા ભણવાના મુહુર્તનો વિ૦
૪૨ પ્રથમ મુંડન મુહુર્ત વિચાર.
૪૩ વસ્ત્ર પહેરવાના મુહુર્તનો વિ૦
૪૪ કાંસ્ય પાત્રાદિ મુહુર્ત વિચાર.
૪૫ ગત વસ્તુના લાભનો વિચાર.
૪૬ રોગીયો રોગથી છુટશે કે નહિ તેનો વિચાર.
૪૭ મૈત્રી કાર્ય કરવાનો વિચાર.
૪૮ ઘરનો આરંભ કરવાનો મુહુર્ત વિચાર.

એવી રીતે નરચંદ્ર આચાર્યે અડતાલીસ પ્રકરણમાં ગ્રંથનો સમાવેશ કર્યો છે તે ક્રમવાર આગળ વર્ણન કરીને કહીશું. ॥૨–૫.॥

## अथ श्री तीथी विचार.

नंदा भद्रा जया रिक्ता । पूर्णाश्चनामतः क्रमसः ॥
तिथयःप्रतिप्रत्यषष्टी । एकादशाद्यास्वनामफला ॥६॥
पडिवा षष्टि अग्यारसिनंदा । बीजसातमि बारसिभद्रा ॥
त्रीजआठमतेरसजया । चोथ नवमि चउदशि रिक्ता ॥७॥
पांचमि दशमि पून्यम पूर्णा ॥

તીથી યંત્ર.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૬ | ૧૧ | નંદા | તીથી |
| ૨ | ૭ | ૧૨ | ભદ્રા | તીથી |
| ૩ | ૮ | ૧૩ | જયા | તીથી |
| ૪ | ૯ | ૧૪ | રીક્તા | તીથી. |
| ૫ | ૧૦ | ૧૫ | પુર્ણા | તીથી. |

ભાવાર્થઃ—ઉપર કહેલી તીથી જેવી કે નંદા, ભદ્રા, જયા, રીક્તા, પુર્ણ એ પાંચે તીથીઓમાં ફક્ત રીક્તા તીથી શુભ કાર્યમાં વર્જવી; તે શિવાય ચાર તીથીઓ પોતપોતાના નામ પ્રમાણે ફળ આપવાવાળી છે.* ॥ ૬–૭ ॥

## अथ श्री सीद्धीयोग मृत्युयोग विचार.

शुक्रे नंदा बुधे भद्रा । जयाचदितिनंदने ॥
शनौ रिक्ता गुरौ पूर्णा । तिथयः सर्व सिद्धिदा ॥८॥

* ઠાણુંગ સુત્રના ચોથે ઠાણે ભદ્રા સહીત દીવસ પાપકારી કહ્યો છે. તે ભદ્રા એટલે વિષ્ટી સમજવી, પણ ભદ્રા તીથી સમજવી નહી.

भवेत्भोमार्कयोनंदा । भद्राजिवशशांकयो ॥
जयाचशोमपुत्रेण । रिक्ताचेवंतुभार्गवे ॥९॥
पूर्णाशनिश्वरेज्ञेया । मृत्युयोगाप्रकिर्त्तिता ॥१०॥

તીથી અને વાર એ ભેળા થવાથી સીદ્ધી યોગ અને મૃત્યુ યોગ થાય છે. તેની સમજ નીચેના યંત્રથી જાણવી.

સીદ્ધી યોગ યંત્ર.

| તીથીનું નામ. | તીથી. | | | વાર, |
|---|---|---|---|---|
| નંદા | ૧ | ૬ | ૧૧ | શુક્ર |
| ભદ્રા. | ૨ | ૭ | ૧૨ | બુધ. |
| જયા. | ૩ | ૮ | ૧૩ | મંગળ |
| રીક્તા | ૪ | ૯ | ૧૪ | શની. |
| પુર્ણા. | ૫ | ૧૦ | ૧૫ | ગુરૂ. |

મૃત્યુ યોગ યંત્ર.

| તીથીનું નામ. | તીથી. | | | વાર, |
|---|---|---|---|---|
| નંદા. | ૧ | ૬ | ૧૧ | ર. મં. |
| ભદ્રા. | ૨ | ૭ | ૧૨ | સો.ગુ. |
| જયા. | ૩ | ૮ | ૧૩ | બુધ. |
| રીક્તા. | ૪ | ૯ | ૧૪ | શુક્ર. |
| પુર્ણા | ૫ | ૧૦ | ૧૫ | શની |

ભાવાર્થઃ—ઉપર બતાવેલા સીદ્ધીયોગ સર્વે શુભ કામમાં સીદ્ધીદાયક સમજવા, અને મૃત્યુયોગ શુભ કામમાં સર્વથા ત્યાગ કરવા. ॥ ૮–૯–૧૦ ॥

## अथ श्रीशुभ काममां त्याग करवा योग्य तीथीओना नाम.

अमावास्याष्टमिषष्टि । द्वादशीशुभकर्मसुं ॥
त्रयस्पृगवमेरिक्ता । दग्धाक्रूराश्चवर्जयेत् ॥११॥
वारत्रयंस्पृशंसंति । त्रिदिनस्पृग्तिथिर्भवेत् ॥
वारेतिथित्रयंस्पर्शि । न्यवमंमध्यमातिथी ॥१२॥

कष्टंक्षौरंज्वरेदौस्थ्य । गृहप्रवेशेशून्यतं ॥
आयुधेमरणंयात्रा । कृष्युद्धाहो निरर्थका ॥१३॥

ભાવાર્થઃ—અમાસ, આઠમ, છઠ, બારસ, વધેલી તીથી તથા સુર્યને ન દેખે તે તીથી તથા રીક્તા તીથી એટલે ૪, ૯, ૧૪, તથા ચંદ્રદગ્ધા તીથી તથા સુર્યદગ્ધા તીથી તથા એક વાર ત્રણ તીથીને ભોગવે તે દીવસ તથા એક તીથી ત્રણ દીવસ ભોગવે તે એ સર્વે શુભ કામમાં વર્જવી. વળી વિશેષમાં તેનું ફળ કહે છે કે, ઘટી તીથીમાં તથા વધેલી તીથીમાં જો બાળકોનું પ્રથમ મુંડન કરાવે તો મૃત્યુ થાય તથા નવા ઘરમાં પ્રવેશ કરે તો તે ઘર શૂન્ય થાય તથા નવું હથીયાર બાંધે તો મૃત્યુ પામે, જાત્રાએ જાય તો નીષ્ફળ થાય, ખેતી કરે તો નીપજે નહીં, વીવાહ કરે તો વીઘ્ન થાય; માટે તે તીથીયોમાં પુર્વોક્ત કામ ન કરવા. તે તીથીઓ ત્યાગ કરવા યોગ્ય છે. ॥ ૧૧–૧૨–૧૩. ॥

## अथ श्री सूर्यदग्धा तीथी विषे.

द्वितियाधनमीनेषु । चतुर्थीवृषकुंभयो ॥
मेषकर्कटयोःपष्टि । कंन्यामिथुनचाष्टमि ॥१४॥
दशमिवृश्चिकेसिंहे । द्वादशीमकरेतुले ॥
तिथयो अर्कदग्धाश्च । सर्वकार्यविवर्जिता ॥१५॥

ભાવાર્થઃ—ધનરાશી તથા મીનરાશીની સંક્રાંતીમાં બીજ તીથી દગ્ધા કહેવાય, વૃષભ રાશી તથા કુંભ રાશીની સંક્રાંતીમાં ચોથ દગ્ધા તીથી જાણવી, મેષ રાશી તથા કરક રાશીની સક્રાંતીમાં છઠ્ઠ દગ્ધા તીથી જાણવી. કન્યા રાશી તથા મીથુન રાશીની સંક્રાંતીમાં આઠમ દગ્ધા તીથી જાણવી, વૃશ્ચીક રાશી તથા સિંહ રાશીની સંક્રાંતીમાં દશમ દગ્ધા તીથી જાણવી, મક્કર રાશી તથા તુલા રાશીની સંક્રાંતીમાં બારશ દગ્ધા તીથી જાણવી. એ તીથીઓ સર્વે શુભ કામમાં ત્યાગ કરવી. ૧૪–૧૫.

## अथ श्री चंद्रदग्धा तीथी विषे.

दशामिवृषकर्केषु । द्वितियाधनकुंभयोः ।
द्वादशिअलिकंन्येषु । झषमृगेतथाष्टमि ॥१६॥
षष्टितुलाचसिंहेषु । चतुर्थिमेषद्वंद्वयोः ॥
रेताचंद्रदग्धाश्च । वर्जनियासदाबुधैः ॥१७॥
मेषादिकानांक्रमसश्चतस्त्र । पूर्णाश्चतुर्णामपिपंचमिस्यात्॥
परापरेषांपरतस्तैव । शक्रूरराशेरशुभातिथिस्यात् ॥१८॥

ભાવાર્થઃ—વૃખ રાશી તથા કરક રાશીનો ચંદ્રમા હોય તો દશમ ચંદ્ર દગ્ધા તીથી જાણવી. ધન રાશી તથા કુંભ રાશીનો ચંદ્રમા હોય તો બીજ ચંદ્ર દગ્ધા તીથી જાણવી. વૃશ્ચીક તથા કન્યા રાશીનો ચંદ્રમા હોય તો બારશ દગ્ધા તીથી જાણવી. મીન તથા મકર રાશીનો ચંદ્રમા હોય તો આઠમ દગ્ધા તીથી જાણવી. તુલા તથા સીંહ રાશીનો ચંદ્રમા હોય તો છઠ દગ્ધા તીથી જાણવી. મેષ તથા મીથુન રાશીનો ચંદ્રમા હોય તો ચોથ દગ્ધા તીથી જાણવી. એ સર્વે ચંદ્ર દગ્ધા તીથીઓ સર્વે શુભ કામમાં વર્જવી. ॥ ૧૬–૧૮. ॥

## अथ श्री होरा विचार.

सार्द्ध घटिद्वयमाद्या । दिनवारस्याथषष्टषष्टस्य ॥
होरास्युपूर्णफला । पादौनफलस्तुदिनवार ॥१९॥

उद्वेगस्तपनामृतं । निशिकरेरोगांमाहिनंदने ॥
लाभश्चंद्रसुते गुरौ । शुभकरोशुक्रेश्चलत्वं घटि ॥
रोरंकालकरोति । सूर्य तनयः षट्गुण्यतेविदिने ॥
रात्रौपंचाविचार्य यह । यदि फलं होरातिसार्द्धद्वयं॥२०॥

ભાવાર્થઃ—હોરા હંમેશા અઢી ઘડીની હોય છે. તે આખા દીવસમાં બાર હોરા ભોગવે છે, તેમજ રાત્રીની પણ બાર હોરા જાણવી. એમ રાત-દીવસ મળી ૨૪ હોરા થઇ. તે હોરા ગણવાની સમજ ચોઘડીઆ પ્રમાણે ગણાય છે. જેમકે, રવીવારની પહેલી હોરા ઉદ્વેગ અઢી ઘડીની છે, તો બીજી હોરા કેવી રીતે ગણવી? તો કે રવીવારથી છઠ્ઠો વાર શુક્ર આવ્યો તે શુક્રવારની પેલી હોરા ચળ છે. ત્યારે સમજો કે રવીવારની બીજી હોરા થઇ. એમજ શુક્રવારથી છઠ્ઠે વારે જે પેલી હોરા આવે તે રવીવારની ત્રીજી હોરા સમજવી. એમ અનુક્રમે રાત દીવસની હોરા ગણી લેવી. તેમાં રાત્રે પાંચ પાંચ ગણવી. નામ સર્વેના ચોઘડીઆ પ્રમાણે સમજવા. વિશેષમાં શુક્રવાર, રવીવાર, મંગળવાર, શનીવારે એ હોરાઓ આવે તો અશુભ જાણવી. શુભ કાર્ય ના કરવું. વિશેષ બીના માટે ચોઘડીઆની ગણત્રીમાં લક્ષ આપો. ॥ ૧૯-૨૦. ॥

## अथ श्री दिवस रात्रीना चोघडीआनी समज.

आदित्यसोम मंगल । बुधगुरुशुक्राशनिश्चरो
सौम्याशशिबुधगुरुव । शुक्रश्चतथापरेक्रूरा ॥ २१ ॥
उद्वेगामृतारोगा । लाभाशुभाचलाकला ॥
सूर्यादौसप्तवाराणि । रात्रौपंचदिनानिपद् ॥ २२ ॥

## દિવસનાં ચોઘડીયાં.

| રવી. | સોમ. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુકર. | શની. |
|---|---|---|---|---|---|---|
| ઊદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |
| ચલ | કાળ | ઊદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| લાભ | શુભ | ચલ | કાળ | ઊદ્વેગ | અમૃત | રોગ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ |
| કાળ | ઊદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ |
| શુભ | ચલ | કાલ | ઊદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત |
| ઊદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |

## રાત્રીનાં ચોઘડીયાં.

| રવી. | સોમ. | મગળ | બુધ. | ગુરૂ. | શુક્ર | શની. |
|---|---|---|---|---|---|---|
| શુભ | ચલ | કાલ | ઊદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઊદ્વેગ |
| ચલ | કાલ | ઊદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઊદ્વેગ | અમૃત |
| કાલ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ |
| લાભ | શુભ | ચલ | કાળ | ઊદ્વેગ | અમૃત | રોગ |
| ઊદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |
| શુભ | ચલ | કાળ | ઊદ્વેગ | અમૃત | રોગ | લાભ |

ઉપર યંત્રમાં દેખાડેલા ચોઘડીઆ દીવસ અને રાત્રીમાં પુરા થાય છે. તેમાં દીવસના આઠ અને રાત્રીનાં પણ આઠ સમજવા. તેમાં શુભ કાર્યમાં કાળ, ઉદ્વેગ અને રોગ એ ત્રણ વર્જવાં, અને શુભ, અમૃત, લાભ, ચળ એ શુભ કાર્યમાં લેવા. વળી આ ચોઘડીઆ ગણવાની સમજ નીચે પ્રમાણે:—

### દોહરો.

રવી ઉદ્વેગ અમૃત શશી, મંગળ રોગ બેહાલ;
બુધ લાભ શુભ ગુરૂ, ભ્રગુચળ શનીશ્વર કાળ. ૧
એણીપેરે એક એક છે, ષટ ષટ ગણો ખચીત;
દીન ચોઘડીઆ દાખવો, રયણી પાંચે રીત. ૨

ભાવાર્થઃ—જેમકે રવીવારે પહેલું ચોઘડીયું ઉદ્વેગ છે તો બીજું ચોઘડીયું કયું સમજવું તો કે રવીવારથી છ વાર ગણવા એટલે શુક્રવાર આવ્યો; ત્યારે શુક્રવારનું પહેલું ચોઘડીયું જે ચળ છે તે રવીવારનું બીજું ચોઘડીયું સમજવું. તેમજ શુક્રવારથી છઠ્ઠો વાર બુધવાર આવ્યો; ત્યારે જે બુધવારનું પહેલું ચોઘડીયું તે રવી-વારનું ત્રીજું ચોઘડીયું સમજવું. એ પ્રમાણે આઠે સમજવા. પણ રાત્રીમાં પાંચ ગણવા. જેમકે, રવીવારથી પાંચમો વાર ગુરૂ આવ્યો, ત્યારે ગુરૂવારનું પહેલું ચોઘડીયું શુભ છે; ત્યારે સમજો કે, રવી-વારે રાત્રે પહેલું ચોઘડીયું શુભ છે તે પ્રમાણે બીજું, ત્રીજું એમ આઠે સમજવા. એ પ્રમાણે ચોઘડીઆ સમજવા. તેમજ તે સાત વારમાં ત્રણ વાર ક્રુર અને ચાર વાર સોગ્ય છે. રવી, મંગળ, શની, એ ત્રણ વાર ક્રુર કહ્યા છે માટે શુભ કામમાં તજવા. તથા ગુરૂ, બુધ, શુક્ર, સોમ એ ચાર વાર સોમ્ય છે માટે સારા કામમાં લેવા. હોરાની ગણત્રી ઉપર દેખાડેલી છે. વિશેષ ચોઘડીઆ પ્રમાણે ગણત્રી, અને તેના નામ રવીવારની પહેલી હોરા ઉદ્વેગ, સોમવારની અમૃત, મંગળની રોગ, બુધની લાભ, ગુરૂની શુભ, શુક્રની ચળ, શનીની કાળ એ પ્રમાણે અનુક્રમે છઠ્ઠા વારથી ઉપર પ્રમાણે ગણવી. નામ પ્રમાણે ગુણ જાણવા. ॥ ૨૧–૨૨ ॥

## अथ श्री वार वेला विषे.

अजअलि घटमिने भास्करेस्तं प्रयाते ।
वृषधनुपकलिरे चार्द्धरात्रौतुलाइं ॥

मिथुन मकरसिंहे कंन्यकायं प्रभाते ।
इति विद्धगतितोयं वार संक्रांतिकाल ॥ २३ ॥

ભાવાર્થઃ—મેષ, વૃશ્ચીક, કુંભ, મીન એ રાશીની સંક્રાંતિમાં સૂર્ય અસ્ત સમયે વાર વેલા સમજવી.

વરખ, ધન, કર્ક, તુલા સંક્રાંતિમાં અર્ધ રાત્રીએ વાર વેલા બેસે. મીથુન, મકર, સીંહ, કન્યા રાશીની સંક્રાંતીમાં પ્રભાત સમયમાં વાર વેલા બેસે. એ પ્રકારે વાર વેલા સમજવી. એ વાર વેલા શુભ કામમાં ૨॥ ઘડી વર્જવી. ॥ ૨૩ ॥

## अथ श्री वार दोष भंग विषे.

न वार दोषा प्रभवंति रात्रौ ।
विशेषतो भौम शनिश्वरर्कान् ।
अंधोयथाभर्त्तुविलासनिनां ।
कटाक्षबाणा विफला भवंति ॥ २४ ॥

ભાવાર્થઃ—સાતે વારનો દોષ રાત્રીમાં કામકાજ કરતાં જતાં આવતાં લાગે નહિ. વિશેષ મંગળ, શની, રવી એ ત્રણ વારનો રાત્રીએ સર્વથા દુષણ નહિ. તેના ઉપર દ્રષ્ટાંત કહે છે. જેમ કોઈ સ્ત્રી પોતાના અંધ પતીની પાસે રતી વીલાસ, ક્રીડા, હાવભાવ, આંખના કટાક્ષ કરે તે સર્વે નિષ્ફળ છે કેમકે તેનો પતી અંધ છે તે તેના હાવભાવાદિક દેખી શકતો નથી તેમ રાત્રીમાં પાપવાર પોતાનું પાપફળ આપી શકતા નથી. ॥ ૨૪ ॥

## अथ श्री नवे ग्रह एक राशी ऊपर केटलो वखत रहे ते विषे.

मासं रवि बुध शुक्रा । सार्द्ध भौम त्रयोदशाचार्य ॥
त्रिंशन्मदोष्टादशराहु । शशिदिन युगंशंशं ॥ २५ ॥

ભાવાર્થઃ—ત્રણુ ગ્રહ એક મહીનો એક રાશી ભોગવે છે. તે રવી, બુધ, શુક્ર, એ ત્રણે ગૃહની એક માસની સ્થિતિ સમજવી. મંગળવાર દોઢ માસ એક રાશી ભોગવે, ગુરૂ તેર માસ એક રાશી ભોગવે, અને શનિશ્ચર ત્રીસ મહિના એક રાશી ભોગવે (અઢી વરસ). રાહુ અને કેતુ અઢાર માસ એક રાશી ભોગવે છે. ॥ ૨૫ ॥

## अथ श्री ग्रह अतीचार वक्री थाय तेनुं फळ.

अतिचारगताकेचित् । केचित्वक्रमुपागता ॥
पूर्वराशिफलंविद्यात् । ब्रहस्पतिविवर्जिता ॥ २६ ॥

ભાવાર્થઃ—અતીચાર એટલે પોતાની ગતીના પ્રમાણુથી વિશેષ ચાલે તેને અતીચારી ગૃહ કહે છે, અને જે ગ્રહ પોતાની રાશીથી પાછલી રાશીમાં ચાલે તે ગ્રહ વક્રી કહેવાય. તે ગ્રહ પોતાની રાશીથી પાછલી રાશી ઉપર જાય તો તેજ રાશીનું ફળ આપે, પણ બૃહસ્પતી વર્જીને સર્વે ગ્રહ ઉપર પ્રમાણે ફળ આપે છે. ॥ ૨૬ ॥

## अथ श्री ग्रह वक्रीनुं द्रष्टांत.

यत्रप्रज्वलितोवन्हि । दाहंतत्रैवकारयत् ॥
यस्मिन् राशिस्थिताःखेटा । फलंतस्येवदापयेत् ॥२७॥

ભાવાર્થઃ—જેમ અગ્નિ જે જગ્યાએ બાળીએ તેજ જગ્યા અગ્નિ બાળે, તેવીજ રીતે જે રાશી ઉપર ગ્રહ વક્રી તથા અતીચારી થઇને જાય તેજ રાશી ફળ આપે. ॥ ૨૭ ॥

## अथ श्री ग्रह अतीचारी वक्रीनुं विस्तारपूर्वक फळ.

अतीचारे गते जिवे । वक्रि भूते शनिश्वरे ॥
हाहाभूतजगत्सर्वे । राजानोयुद्धमुद्यता ॥ २८ ॥

भौम वक्रे श्वना वृष्टी । बुध वक्रे रस क्षयं ॥
गुरु वक्रे जने पिडा । शुक्र वक्रे प्रजा सुखी ॥२९॥
शनि वक्रे भवेत् रोगी । राहु वक्रे जन क्षयं ॥
एते वक्र गता खेटाः । क्षयं तस्य फलाफलं ॥३०॥

ભાવાર્થઃ—ગુરૂ જે વરસમાં અતીચારી હોય એટલે ઘણી ગતીવાળો એટલે પાંચની ગતી તથા છથી અધિક ગતીમાં ચાલે તો અતીચારી કહેવાય. જો તે અગીઆર બાર સુધી વધે અને તે સમયમાં શની વક્રી થાય તો જગતમાં હાહાકાર કરાવે; એટલે ભય, અનાવૃષ્ટી, પ્રજાપીડા, રાજાઓમાં માંહોમાંહે યુદ્ધ થાય. મંગળ વક્રી થાય તો અનાવૃષ્ટી એટલે વરસાદ ન વરસે. બુધ વક્રી થાય તો રસકસ મોંઘા કરે. ગુરૂ વક્રી થાય તો મનુ-ષ્યમાં પીડા કરે. શુક્ર વક્રી થાય તો પ્રજાને સુખ આપે. શની વક્રી થાય તો રોગ ચાલે. રાહુ વક્રી થાય તો મનુષ્યોને પીડા કરે. એ ગ્રહ પોતપોતાના વક્રી પ્રમાણે ફળ આપે. ॥૨૮–૩૦॥

## अथ श्री ग्रह अतीचार वक्रीना दीवस विषे.

त्रिमुनि दीनौत्रिक नेत्रे । गुणेश्वरेशर युगेनभोविश्वे ॥
वक्र त्यागं-क्रमशः । कुर्वंति कुजादयः खेटा ॥ ३१ ॥
अर्द्ध मासो दशा हानि । त्रियक्षी दिवसादश ॥
मासाषट् मगलादिनी । अतिचार प्रकिर्त्तिता ॥ ३२ ॥
शन्यांगारकाजिवानां । पंचमस्थो यदा रवि ॥
तदा वक्रं विजानियात् । नवमे सरलागति ॥ ३३ ॥

ભાવાર્થઃ—મંગળ તેર દીન વક્રી રહે, બુધ ૨૩ દીન વક્રી રહે, બ્રહસ્પતી એકસો તેર દીવસ વક્રી રહે, શુક્ર તેંતાલીસ દીન વક્રી રહે, શની એકસો ચાલીસ દીવસ વક્રી રહે.

## ગ્રહ અતીચારી દીવસ.

મંગળ પંદર દીવસ અતીચારી રહે, બુધ દશ દીવસ અતીચારી રહે, બ્રહસ્પતી પીસ્તાલીસ દીવસ અતીચારી રહે, શુક્ર દશ દીવસ અતીચારી રહે, શની છ માસ અતીચારી રહે.

શની, મંગળ બ્રહસ્પતીથી રવી પાંચમી રાશિનો હોય તો વક્રી વિશેષ કરીને જાણવો; નવમી રાશી ઉપર હોય તો સરલ ગતીએ સમજવો. એ પ્રમાણે ગૃહોનું અતીચારનું તથા વક્રીનું ફળ જાણવું. ॥ ૩૧-૩૨-૩૩ ॥

## अथ श्री २८ नक्षत्रमां काणां आंधळां वि०

अश्वनीभरणीकृतिका । रोहिणीमृगशिर्षआर्द्रा ॥
पुनर्वसुपुष्यअश्लेषा । मघापूर्वाफाल्गुनीउत्तराफाल्गुनी ॥
हस्तचित्रास्वातिविशाखा । अनुराधा ज्येष्टा मूल ।
पूर्वाषाढा उत्तराषाढा । अभिजित श्रवण धनिष्टा ॥
शतभिषा पूर्वाभाद्रपदा । उत्तराभाद्रपद रेवती ॥

ભાવાર્થઃ—અઠ્ઠાવીશ નક્ષત્રમાં કાણાં, ચીપડાં, દેખતાં, આંધળાં વિગેરેનો યંત્ર અને તેનું ફળ નીચે પ્રમાણે.

| | કાણાં | | ચીપડાં. | | દેખતાં. | | આંધળાં. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | અશ્વની | ૮ | ભરણી | ૧૫ | કૃતીકા | ૨૨ | રોહિણી |
| ૨ | મૃગશિર્ષ | ૯ | આદ્રા | ૧૬ | પુનર્વસુ | ૨૩ | પુષ્ય |
| ૩ | અશ્લેષા | ૧૦ | મઘા | ૧૭ | પુર્વાફાલ્ગુણી | ૨૪ | ઊત્તરાફાલ્ગુની |
| ૪ | હસ્ત | ૧૧ | ચીત્રા | ૧૮ | સ્વાતી | ૨૫ | વીશાખા |
| ૫ | અનુરાધા | ૧૨ | જેષ્ટા | ૧૯ | મુલ | ૨૬ | પુર્વાષાઢા |
| ૬ | ઊત્તરાષાઢા | ૧૩ | અભીચ | ૨૦ | શ્રવણ | ૨૭ | ધનીષ્ટા |
| ૭ | શતભીષા | ૧૪ | પુર્વાભાદ્રપદ | ૨૧ | ઊત્તરાભાદ્રપદ | ૨૮ | રેવતી. |

### ઉપરનો યંત્ર સમજવાની રીત.

ભાવાર્થઃ—કાણું નક્ષેત્રમાં ગઇ વસ્તુ ત્રણ દિવસમાં મળે તથા દક્ષીણ દીશામાં ગઈ જાણવી.

ચીપડા નક્ષેત્રમાં ગઇ વસ્તુ ૬૪ દીનમાં મળે તથા પશ્ચિમ દીશામાં ગઇ જાણવી.

દેખતા નક્ષત્રમાં ગઈ વસ્તુ ન મળે તથા ઉત્તર દીશામાં ગઈ જાણવી.

આંધળાં નક્ષત્રમાં ગઈ વસ્તુ તુરત મળે તથા પુર્વ દીશામાં ગઇ જાણવી.

## अथ श्री नक्षत्रनां तारा प्रमुखनो विचार.

त्रित्रिषट्पंचकत्र्येक चतुस्त्रीरसपंचक ।
द्विद्विपंचतथैकैक चतुरंबुधय स्वय ॥
एकादशचतुर्वेदा त्रि त्रि वैदा शतुंद्विकं ।
द्विद्वात्रिंश दिमास्तारा स्ततसंख्यावर्जयेतातिथि ॥२४॥
तुरंगमुषसद्रशं योनिरुपंखुराभं ।
शकटसम मथैण स्योत्तमांगेन तुल्यं ॥
मणि गृह शरचक्रंभानिशालोपमानां ।
शयसद्रशमन्यं चात्रपर्यंक रूपं ॥२५॥
हस्ताकारतमश्वमौक्तिकसमं चान्यत् प्रवालोपमं ।
धिश्वंतोरणवत स्थितं वलिनिभंसकुंडलाभंपरं ॥
क्रुध्य केसरि विक्रमेण सद्रशशज्यासमानं परं ।
चान्यदंति विलास्मितमत शृगाटकं व्यक्तिव ॥२६॥

त्रिविक्रमानंद मृदंगरुपं । वृत्तंततोन्यत् यमल द्वयाभं
पर्यंकतुल्यं मुरजानुंकारं। मित्येव मस्वादिभिचक्ररूपं ३७
अश्वयमदहनकमलज।शशिशूलभृदंतिजीवफणिपितरं॥
योन्ययमादिनक्र त्वष्ट्रा । पवनशक्राग्नि मित्राच॥३८॥
शुक्रोनिरतीस्तोयं । विश्वे ब्रह्माहरिर्वसु ॥
वरुण अजपादो च अग्निबुध। पूषाचेतीस्वराभानां॥३९॥

નક્ષત્ર, તારા, આકૃતી, સ્વામી તથા પાયાના અક્ષર.

| નક્ષત્રનાં નામ. | તારા. | આકાર. | સ્વામીનાં નામ. | પાયાના અક્ષર. |
|---|---|---|---|---|
| ૧ અશ્વની | ૩ તારા | ઘોડાના મુખ આકાર | અશ્વ | ચુ ચે ચો લા |
| ૨ ભરણી | ૩ તારા | યોની આકાર | યમ | લી લુ લે લો |
| ૩ કૃતીકા | ૬ તારા | ક્ષુર આકાર | અગ્નિ | અ ઇ ઉ એ |
| ૪. રોહિણી | ૫ તારા | ગાડલીનો આકાર | બ્રહ્મા | ઉ વા વી વૂ |
| ૫ મૃગશર | ૩ તારા | હરણના સીંગાકાર | ચંદ્ર | વે વો ક કિ |
| ૬ આદ્રા | ૧ તારો | મણી આકાર | શીવ | કુ ઘ ઙ છ |
| ૭ પુનર્વસુ | ૪ તારા | ઘર આકાર | દૈત્ય | કે કો હ હી |
| ૮. પુષ્ય | ૩ તારા | શર આકાર | ગુરૂ | હુ હે હો ડા |
| ૯ અશ્લેષા | ૬ તારા | ચક્ર આકાર | સર્પ | ડી ડુ ડે ડો |
| ૧૦ મઘા | ૫ તારા | માળા આકાર | પીતર | મા મી મુ મે |
| ૧૧ પુર્વા ફાલ્ગુણી | ૨ તારા | શેજા આકાર | ભગ | મો ટા ટી ટુ ટુ |
| ૧૨ ઊત્તરા ફાલ્ગુણી | ૨ તારા | પલગ આકાર | અર્યમા | ટે ટો પ પી |
| ૧૩ હસ્ત | ૫ તારા | હાથને આકાર | સુર્ય | પુ ષ ણ ઠ |
| ૧૪ ચીત્રા | ૧ તારો | મોતીને આકારે | ત્વષ્ટા | પે પો ર રી |
| ૧૫ સ્વાંતી | ૧ તારો | પરવાળા આકાર | વાયુ | રૂ રે રો તા |
| ૧૬ વીશાખા | ૪ તારા | તોરણનો આકાર | ઇંદ્ર | તિ તુ તે તો |
| ૧૭. અનુરાધા | ૪ તારા | વળીનો આકાર | અગ્નિ | ન ની નુ ને |
| ૧૮ જેષ્ટા | ૩ તારા | કુંડલ આકાર | મીત્ર | નો ય યિ યુ |
| ૧૯ મુળ | ૧૧ તારા | સીંહને આકારે | શક્ર | જે જો ભ ભી |
| ૨૦ પુર્વાષાડા | ૪ તારા | શેજા આકાર | નીર્તિ | ભુ ધ ફ ઢ |
| ૨૧ ઉત્તરાષાડા | ૪ તારા | હાથીદાંત આકાર | જલ | ભે ભો જ જી |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૨ અભીચ | ૩ તારા | ગાયના મુખ આકાર | વીશ્વ | જુ જે જો વા |
| ૨૩ શ્રવણુ | ૩ તારા | કાવડનો આકાર | હરી | ખી ખુ ખે ખો |
| ૨૪ ધનીષ્ટા | ૪ તારા | પંખી પીંજર આકાર | વસુ | ગ ગી ગુ ગે |
| ૨૫ શતભીશા | ૧૦૦ તારા | ઝાલરને આકાર | વરૂણ | ગો સ સિ સુ |
| ૨૬ પુર્વાભાદ્રપદ | ૨ તારા | અર્ધ પલંગ આકાર | અજૈક | સે સો દ દિ |
| ૨૭ ઉત્તરાભાદ્રપદ | ૨ તારા | બન્ને થઇ પૂર્ણ પલંગ | અહિરબુ | દુ સ ઝ થ |
| ૨૮ રેવતી | ૩૨ તારા | વહાણને આકારે | પુષા | દે દો ચ ચી |

**ભાવાર્થ**:—ઉપરના યંત્રમાં વિશેષ એટલું સમજવાનું છે, કે જે નક્ષત્રના પાયાના ચાર ચાર અક્ષર આપવામાં આવ્યા છે તેની મતલબ એવી છે, કે અશ્વની નક્ષત્રના ચાર પાયા છે એટલે ચાર ભાગ સમજવા, અને તેના ચાર અક્ષર ચુ. ચે. ચો. લા. એ પ્રમાણે સંજ્ઞા બતાવી છે. ધારો, કે કોઈ માણસનો અશ્વની નક્ષત્રમાં જન્મ થયો છે ત્યારે વિચારવું કે કયા પાયામાં અશ્વની નક્ષત્ર છે. જો પેલા પાયામાં હોય તો તેનો (ચુ) અને બીજા પાયામાં હોય તો તેનો (ચે) અને ત્રીજા પાયામાં હોય તો (ચો.) અને ચોથામાં હોય તો (લા.) એ પ્રમાણે સમજવું. માટે પેલા પાયામાં જન્મ થયો હોય તો તેનું નામ ચુનીલાલ, બીજા પાયામાં હોય તો ચેતનદાસ, ચેલાજી વિગેરે નામ, ત્રીજા પાયામાં હોય તો ચોથમલ વિગેરે નામ આવે, ચોથામાં હોય તો લાલચંદ, લાખાભાઇ વિગેરે. એ પ્રમાણે અઠ્ઠાવીશે નક્ષત્રના પાયા ઉપરથી નામની સંજ્ઞા સમજવી. રાશીના અક્ષરોપરથી નામની સંજ્ઞા પાછળ આપીશું. ॥ ૩૪–૩૯ ॥

## अथ श्री अभीच नक्षेत्रनी समजण.

**श्रवणघटिकाचतुस्वय । माद्यंचरमोन्हि उत्तराषाढा ॥**
**अभिजित् भोगोवेधे । कार्गललतोपयोगादो ॥४० ॥**

**ભાવાર્થ**:—શ્રવણ નક્ષેત્રની ઘડી ચાર, ઉત્તરાષાઢા નક્ષેત્રનો છેલ્લો પાયો તેની ઘડી સોળ તથા શ્રવણના પેલા પાયાની ચાર ઘડી અભીચ ભોગવે. એ અભીચ નક્ષત્રનો સમય એકાર્ગલ લતાપાત કરવામાં જોવો. ॥ ૪૦ ॥

# अथ श्री नक्षेत्रनी संज्ञा विषे.

चरं चलं स्मृतं स्वाति । पुनर्वसुश्रुतित्रयं ॥
क्रूरमुग्रं मघा पूर्वा । त्रितयं भरणी तथा ॥ ४१ ॥
ध्रुवंस्थिरंविनिर्दिष्टं । रोहिणी चौत्तरात्रयं ॥
तीक्ष्णदारुणमश्लेषा । ज्येष्टाद्रा मूल संज्ञकं ॥ ४२ ॥
लघुक्षिप्रं स्मृतं पुष्यो । हस्तोऽश्विन्यभिजित्तथा ॥
मुदुमैत्रं स्मृतं चित्रा । अनुराधा रेवती मृग ॥ ४३ ॥
मिश्रं साधारणं प्रोक्तं । विशाखाकृतिकास्तथा ॥
नक्षत्रेष्टेषु कर्माणि । नामतुल्यानिकारयेत ॥ ४४ ॥

ભાવાર્થઃ—શ્રવણ, સ્વાંતી, પુનર્વસુ, ધનીષ્ટા, સતભીશા એ પાંચ નક્ષત્રની ચળ સંજ્ઞા છે.

ત્રણ પુર્વા એટલે પુર્વાફાલ્ગુણી, પુર્વાષાઢા, પુર્વાભાદ્રપદ, મઘા, ભરણી એ નક્ષત્રની ક્રુર તથા ઉગ્ર સંજ્ઞા છે.

રોહિણી, ત્રણ ઊત્તરા એટલે ઊત્તરાષાઢા, ઊત્તરાફાલ્ગુણી, ઊત્તરાભાદ્રપદ એ નક્ષેત્રની સ્થીર સંજ્ઞા છે.

અશ્લેષા, જ્યેષ્ટા, મુળ, આદ્રા એ નક્ષત્રની દારૂણ સંજ્ઞા છે.

પુષ્ય, અભીચ, હસ્ત, અશ્વની એ ચાર નક્ષેત્રની લઘુ ક્ષીપ્ર સંજ્ઞા જાણવી.

ચીત્રા, અનુરાધા, રેવતી, મૃગશર એ ચાર નક્ષત્રની મૃદુ તથા મૈત્રી સંજ્ઞા છે.

વિશાખા, કૃતિકા, મિશ્રની સાધારણ સંજ્ઞા છે. જે નક્ષત્રની સંજ્ઞા બતાવી તે નક્ષત્રના નામ પ્રમાણે ગુણ જાણવા એટલે તે નક્ષેત્રની સંજ્ઞા જાણી કામ કરવાથી ફળદાયક થાય છે. ॥ ૪૧–૪૪ ॥

## अथ श्री नक्षेत्रमां कार्य करवानी समज.

प्रस्थानचरलघुभि । शांति ध्रुवमृदुभिरुग्रभिर्युद्धं ॥
तिक्षणेर्व्याधिछेदो । मिश्रेमिश्रक्रियाकार्या ॥ ४५ ॥

ભાવાર્થઃ—ચર તથા લઘુ નક્ષત્રમાં જો કોઈ પરદેશે જવાનું પસ્તાનું કરે તો શુભ ફળ છે. ધ્રુવ તથા મૃદ્દ નક્ષત્રમાં સ્વાંતીનું કામ કરે તો સિદ્ધ થાય, ઊગ્ર નક્ષત્રમાં યુદ્ધનું કામ કરે તો જય પામે, તીક્ષણ નક્ષત્રમાં ઔષધ કરે તો રોગની શાંતિ થાય, મિશ્ર નક્ષત્રમાં સઘળા કામની સીદ્ધી થાય. એ નક્ષેત્રો ઉપર બતાવ્યા છે. ॥ ૪૫ ॥

## अथ श्री सताविश योगनां नाम.

विष्कुंभ प्रीति आयुष्मान् सौभाग्य शोभन-स्तथा अतिगंज सुकमाच धृति शूल गंडो वृद्धि ध्रुव-श्चै व्याघातो हर्षणस्तथा वज्र सिद्धि व्यतिपात वरि-याण परिघः शिव सिद्धि साध्य शुभो शुक्ल ब्रह्म ऐंद्रो वैधृति ॥ ४६–४७ ॥

| | | |
|---|---|---|
| ૧ વિષ્કંભ. | ૧૦ ગંડ. | ૧૯ પરિઘ. |
| ૨ પ્રીતિ. | ૧૧ વૃદ્ધિ. | ૨૦ શિવ. |
| ૩ આયુષ્યમાન. | ૧૨ ધ્રુવ. | ૨૧ સિદ્ધિ. |
| ૪ સૌભાગ્ય. | ૧૩ વ્યાઘાત. | ૨૨ સાધ્ય. |
| ૫ શૌભન. | ૧૪ હર્ષણ. | ૨૩ શુભ. |
| ૬ અતિગંડ. | ૧૫ વજ્ર. | ૨૪ શુક્લ. |
| ૭ સુકર્મા. | ૧૬ સિદ્ધિ. | ૨૫ બ્રહ્મા. |
| ૮ ધૃતિ. | ૧૭ વ્યતિપાત. | ૨૬ ઐંદ્ર. |
| ૯ શૂળ. | ૧૮ વરીયાન. | ૨૭ વૈધૃતિ. |

ઉપરના સત્તાવીશ યોગમાં શુભ કામમાં વર્જવાનો યોગ.

परिगार्द्धं व्यतिपातौ । वैधृति सकलं त्यज्येत् ॥४८॥
विष्कुंभे घटिका पंच । शूले सप्त प्रकिर्त्तिता ॥
षट् गंजे चाति गंजे च । नव व्याघात वर्जयेत् ॥४९॥

ભાવાર્થઃ—પરિઘ યોગની અડધી ઘડી એટલે ૩૦ ઘડી શુભ કામમાં ત્યજવી. વૈધૃત અને વ્યતિપાત સર્વથા વર્જવો. વિષ્કુંભ યોગની પ્રથમની પાંચ ઘડી તજવી. શૂલ યોગની સાત ઘડી તજવી. ગંજ યોગની અને અતિગંજ યોગની છ ઘડી તજવી. વ્યાઘાત યોગની નવ ઘડી તજવી. ॥ ૪૮–૪૯ ॥

## अथ श्री राशी ऊपरथी उपजता नक्षत्र, पाया, अने अक्षरोनुं कोष्टक.

मेष वृष मिथुन कर्क सिंह कन्या तुला वृश्चिक धन मकर कुंभ मिन इति बार राशि.

अश्वनि भरणि कृतिका पाए मेष ॥१॥
कृतिकाणां त्रयः पादा रोहिणी मृगसिरोर्द्धं वृष ॥२॥
मृगशिर्षर्द्धं आद्रा पुनर्वसु पाद त्रय मिथुन ॥३॥
पुनर्वसुपाद मेक पुष्य अश्लेषांतां कर्क ॥४॥
मघा च पूर्वाफाल्गुणि उत्तराफाल्गुणि पाए सिंह ॥५॥
उत्तरा फाल्गुणी पादत्रयं हस्त चित्रार्द्धं कन्या ॥६॥
चित्रार्द्धं स्वाति विशाखा पाद त्रयं तुल ॥७॥
विशाखा पादमेकं अनुराधा येष्टांतां वृश्चिक ॥८॥
मूलं च पूर्वाषाढा उत्तराषाढा पाए धन ॥९॥
उत्तराषाढानां त्रय पाया श्रवण धनिष्टा धर्म कर ॥१०॥

## धनिष्ठा पूर्व भाद्रपाद यंत्र कुंभ ॥ ११ ॥
## पुर्वा भाद्र रेवंत्यं मिन ॥ १२ ॥

| નંબર. | રાશી. | નક્ષત્ર. | પાયા. | નક્ષત્ર. | પાયા. | નક્ષત્ર. | પાયા. | અક્ષર. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | મેષ | અશ્વની | ૪ | ભરણી | ૪ | કૃત્તિકા | ૧ | ચો ચે ચો લા લી લુ લે લો અ. |
| ૨ | વૃષભ | કૃત્તિકા | ૩ | રોહીણી | ૪ | મૃગશીર્ષ | ૨ | ઇ ઉ એ ઓ વા વી વુ વે વો. |
| ૩ | મીથુન | મૃગશર | ૨ | આર્દ્રા | ૪ | પુનર્વસુ | ૩ | ક કિ કુ ઘ ઙ છ કે કો હ. |
| ૪ | કર્ક | પુનર્વસુ | ૧ | પુષ્ય | ૪ | અશ્લેષા | ૪ | હિ હુ હે હો ડ ડિ ડુ ડે ડો. |
| ૫ | સિંહ | મઘા | ૪ | પૂર્વાફાલ્ગુની | ૪ | ઉત્તરાફાલ્ગુની | ૧ | મ મિ મુ મે મો ટા ટિ ટુ ટે. |
| ૬ | કન્યા | ઉત્તરાફાલ્ગુની | ૩ | હસ્ત | ૪ | ચિત્રા | ૨ | ટો પ પિ પુ ષ ણ ઠ પે પો. |
| ૭ | તુલા | ચિત્રા | ૨ | સ્વાંત | ૪ | વિશાખા | ૩ | ર રિ રે રો રૂ તા તી તુ તે. |
| ૮ | વૃશ્ચિક | વિશાખા | ૧ | અનુરાધા | ૪ | જેષ્ટા | ૪ | તો ન ની નુ ને નો ય યી યુ. |
| ૯ | ધન | મૂળ | ૪ | પૂર્વાષાઢા | ૪ | ઉત્તરાષાઢા | ૧ | યે યો ભ ભિ ભૂ ધ ફ ઢ ભે. |
| ૧૦ | મકર | ઉત્તરાષાઢા | ૩ | શ્રવણ | ૪ | ધનિષ્ટા | ૨ | ભો જ જી જુ ખા ખી ખુ ગ ગી. |
| ૧૧ | કુંભ | ધનિષ્ઠા | ૨ | સતભિષા | ૪ | પૂર્વાભાદ્રપદ | ૩ | ગુ ગે ગો સ સી સુ સે સો દ. |
| ૧૨ | મીન | પૂર્વાભાદ્રપદ | ૧ | ઉત્તરાભાદ્રપદ | ૪ | રેવતી | ૪ | દિ દુ શ ઝ થ દે દો ચ ચી. |

ભાવાર્થ:—ઉપરના યંત્રની સમજ એવી છે કે આગળ નક્ષત્રના પાયાના અક્ષર દેખાડેલા છે, તેવીજ રીતે આ બાર રાશી સાથે અક્ષરોની સમજુતી આપી છે. તે એવી રીતે કે, એક રાશી સવા બે દિવસ સુધી રહે ત્યારે સવા બે નક્ષત્ર પણ રહે ત્યારે એક એક નક્ષત્રના ચાર ચાર પાયા હોય છે. માટે સવા બે દિવસના નવ પાયા થયા. તે નવ પાયાના નવ અક્ષર તેની લાઈનિમાં દેખાડેલા છે. તે નવ અક્ષર પ્રમાણે માણસનું નામ જોડવામાં આવે તો જ સાચું નામ સમજવું. તે બાબત આગળ જણાવેલ છે તેમ અત્રે નવ પાયામાં નવ અક્ષરનું ગણી લેવું. વળી એ પ્રમાણે ચંદ્રમા રાશી ભોગવે છે તથા સર્વે ગ્રહ એજ પ્રમાણે સમજવા.

# अथ श्री बार प्रकारना चंद्रमानां फलनो विचार.

जन्मस्थे कुरुते पुष्टिं । द्वितिये नास्ति निर्वृति ॥
तृतीये राज सन्माना । चतुर्थे कलहागमं ॥५०॥
पंचमे अर्थ परिभ्रंस । षष्टे धान्य धनागम ॥
सप्तमे राज्य पूजा च । अष्टमे प्राण संशय ॥५१॥
नवमे कार्य हानिश्च । सिद्धिश्च दशमे भवेत् ॥
एकादशे जयो नित्यं । द्वादशे मृत्युमादिशेत् ॥५२॥
जन्मात्रिषट् सप्तम । दशमेकादश गतः सदा शुभदः ॥
शूक्ले द्वि पंचम नवमे । स्थितोपिनिजराशितचंद्रः ॥५३॥
वेदाष्ट द्वादशे कृष्णे । शुक्ले द्वि नव पंचमे ॥
यथा रक्षेत् शतं माता । स्तथा रक्षंति चंद्रमा ॥५४॥

जन्मस्थेन शशांकेन । पंचकार्याणि वर्जयेत् ॥
यात्रा युद्धं विवाहं च । क्षौरं गृह प्रवेशनं ॥५५॥
खले क्षेत्रे गृहे ग्रामे । व्यापारे राजदर्शने ॥
नामराशि प्रधानत्वं जन्मराशि न चिंतयेत् ॥५६॥
क्षौरे रोगी गृहे भंग । यात्रायां निर्धनो भवेत् ॥
विवाहे विधवा नारि । युद्धे च मरणं भवेत् ॥५७॥

ભાવાર્થઃ—ચંદ્રમાં જન્મનો પહેલો હોય તો પુષ્ટી કરે, બીજો ચંદ્રમાં દુઃખ કરે, ત્રીજો રાજમાં સન્માન કરાવે, ચોથો કલેષ કરાવે, પાંચમો અર્થનો નાશ કરાવે, છઠ્ઠો ધન ધાન્યનો સમાગમ કરાવે, સાતમો રાજમાં સન્માન કરાવે, આઠમો પ્રાણુને કષ્ટ કરાવે, નવમો કાયાની હાની કરાવે (કૃક્ષપક્ષમાં તથા શુકલ પક્ષમાં નવમો સારો), દશમો ચંદ્રમાં સીદ્ધી કરે, અગ્યારમો ચંદ્રમા સદા જય કરાવે, બારમો ચંદ્રમા મૃત્યુ કરાવે. પહેલો, ત્રીજો, છઠ્ઠો, સાતમો, દશમો, અગ્યારમો, સદા શુભ કરે. શુકલ પક્ષમાં બીજો, પાંચમો, નવમો, શુભ જાણવો. પોતાની રાશીએ રહ્યાં થકાં એ ચંદ્રમા ભલા. એવી રીતે બાર ચંદ્રમાનું ફલ કહ્યું છે. ચોથો, આઠમો, બારમો કૃષ્ણપક્ષમાં સારો જાણવો. શુકલપક્ષમાં બીજો, નવમો, પાંચમો ભલો. જેમ માતા પુત્રનું પાલન કરે તેમ ચંદ્રમા રક્ષણ કરે છે. પણ જન્મનો ચંદ્રમા જાત્રા, યુદ્ધ, વિવાહ, પ્રથમ મુંડન, ઘર પ્રવેશ એ પાંચ કામને વિષે વર્જવો. વળી કેટલા કામમાં નામ રાશી સર્વ ગ્રહમાં લેવી તે કહે છે. ખળે એટલે ખેતરમાં, ઘર પ્રવેશમાં, ગામ જવામાં, વેપારમાં, રાજાની મુલાકાતમાં, એ-ટલા કામમાં નામની રાશી પ્રધાન જાણવી. જન્મ રાશી ન જોવી એમ શાસ્ત્રનું પ્રમાણ છે.

**ઉપર કહ્યા પ્રમાણે ન કરે તો તેનું ફળ નીચે પ્રમાણેઃ—**

પ્રથમ ચંદ્રમામાં મુંડન કરાવે તો રોગી થાય, ઘર બંધાવે

તો ઘરભંગ થાય, જાત્રાએ જાય તો નિષ્ફળ થાય, વિવાહ કરે તો સ્ત્રી વિધવા થાય, યુદ્ધમાં જાય તો મરણ થાય. એવી રીતે જાણી જન્મનો ચંદ્રમાં ઉપરના કામમાં વર્જવો. ॥ ૫૦—૫૭ ॥

## अथ श्री तारावल विचार.

यत्रचंद्रयुते जन्म । यस्यततस्य जन्मभं ।
ततश्वदशमकर्म । स्यादाधानां ततोपि च ॥५८॥
त्रिरेभ्यो नवतारास्तु । त्यजेत्पंचत्रिसप्तमि ॥
शुभा शेपा कृशेचंद्रे । ग्राह्यमा संवलं वुधैः ॥५९॥
जन्मर्क्ष गणेयदादौ । दिन रिक्षंतु यावतः ॥
नवभिस्तु हरेत् भागं । शेपा तारा विनिर्दिशेत् ॥६०॥
शांतामनोहराक्रूरा । विजयाचकुलद्भवा ॥
पद्मनी राक्षसी वाला । आनंदा नवमि स्मृता ॥६१॥
जन्मतारा द्वितिया च । पष्टि चैव चतुर्थिका ॥
अष्टमि नवमि चैव । पद् तारा फलदायका ॥६२॥
नवमि पष्टि चतुर्थि । उत्कृष्टा भवति सर्व ताराणां ॥
द्विप्रथमाष्टम माध्या । त्रिपंचसप्ताधमास्तारा ॥६३॥
आधान जन्म सप्तत्रि । पंचम्योनगभे शुभा ॥
एता च भ्युद्यते रोगो । चिरंक्लेशोधवामृति ॥६४॥

ભાવાર્થઃ—જે નક્ષત્રમાં ચંદ્ર હોય તે જન્મ નક્ષત્ર કહેવાય. તે નક્ષત્રથી દશમું નક્ષત્ર કર્મનક્ષત્ર કહીએ. કર્મનક્ષત્રથી દશમું આધાન નક્ષત્ર કહેવાય.

જન્મનક્ષેત્રથી ત્રણ ત્રણ નક્ષેત્રની એક એક નાડી કહેવાય. તેમાં પાંચમી, ત્રીજી, સાતમી તારા વર્જવી. બાકી તારા લેવી.

જન્મ નક્ષેત્રથી દીન નક્ષેત્ર સુધી ગણી તેને નવે ભાગ દેતાં શેષ રહે તે તારા જાણવી.

**હવે તારાનાં નામ કહે છેઃ**—પ્રથમ શાંન્તા, બીજી મનોહર, ત્રીજી ક્રુર, ચોથી વીજયા, પાંચમી કુલોદ્દભવા, છઠી પદ્દમની, સાતમી રાક્ષસ, આઠમી બાળા, અને નવમી આનંદા.

જન્મની બીજી, છઠ્ઠી, ચોથી, આઠમી, નવમી એ છ તારા ભલી ( ફળદાયક ) જાણવી.

નવમી, છઠ્ઠી, ચોથી તારા સર્વમાં શ્રેષ્ટ છે; બીજી, પેલી, આઠમી તારા મધ્યમ છે; ત્રીજી, પાંચમી, સાતમી તારા અધમ છે માટે તે ત્યાગ કરવી. કૃષ્ણપક્ષમાં પહેલી, સાતમી, ત્રીજી, પાંચમી તારા ચાલવામાં શુભ છે; પણ એ તારામાં જો રોગ થાય તો મૃત્યુ પામે. ॥ ૫૮–૬૪ ॥

**અથ શ્રી તારા બલ યંત્ર.**

| તારા. | મધ્યમ | મધ્યમ | જઘન્ય | ઉત્કૃષ્ટ | જઘન્ય | ઉત્કૃષ્ટ | જઘન્ય | મધ્યમ | ઉત્કૃષ્ટ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| જન્મ | અશ્વ | ભરણી. | કૃતિકા | રોહિ. | મૃગશિ | આદ્રા. | પુનર્વસુ | પુષ્ય. | અશ્લે |
| કર્મ | મઘા. | પૂર્વા. | ઉત્તરા. | હસ્ત. | ચિત્રા. | સ્વાંતિ | વિશા. | અનુ. | જ્યેષ્ટા |
| આધાન | મૂલ. | પૂર્વા. | ઉત્તરા | શ્રવણ | ધનિ | શત. | પૂર્વા. | ઉત્તરા. | રેવતિ. |
| ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |

# अथ श्री चंद्रभंग विचार.

न कृष्नपक्षे शशिनः प्रभावः ।
तारावलं तत्र विचारणिया ॥
देशांतरस्थे विकले च पत्यौ ।
सर्वाणि कार्याणि करोति नारी ॥ ६५ ॥

तारा वलेन किं तत्र । चंद्रमायविदुर्वलं ॥
नहिं आधार ते वल्ली । न पतंति महा द्रुमं ॥६६॥

ભાવાર્થઃ—કૃષ્ણપક્ષમાં ચંદ્રમાનો પ્રભાવ (બળ) નહિ માટે તારાનું બળ વિચારવું. તે ઉપર દ્રષ્ટાંત કહે છે. જેમ, કોઈ સ્ત્રીનો સ્વામી દેશ પરદેશ ગયો હોય અથવા ગાંડો થયો હોય ત્યારે તે સ્ત્રી પોતાના ઘરનું કામકાજ સારી રીતે ચિત્ત રાખી કરતી નથી પણ તેનું ચિત્ત બેભાન રહે છે; તેમ ચંદ્રમાં કૃષ્ણપક્ષમાં ક્ષીણ કળાનો હોવાથી તે બરાબર ફળ આપી શકતો નથી તે માટે તારાનું બળ જોવું, અને તેથી શુભાશુભ ફળનો વિચાર લેવો. તે પુર્ણ ફળ આપે છે એમ શાસ્ત્રમાં કહ્યું છે. વળી કોઈ આચાર્યનો મત એવો છે, કે જેમ મોટું વૃક્ષ પડે ત્યારે ઉપર ચડેલી વેલીઓ તે વૃક્ષને આધાર આપી શકતી નથી તેમ ચંદ્રમા દુર્બળ હોય તો તારા બળથી શું થાય ? ॥ ૬૫-૬૬ ॥

## अथ श्री भद्रा विचार.

शुक्ले चोथ एकादशि रात्रौ । अष्टमि पूर्णिमादिवा ॥
कृश्नच त्रिदशा रात्रौ । दिपा सप्त चतुर्दशि ॥६७॥
(किन्ह निशितइए दशमि । सप्तमिचाउदाशी च अहवुठी॥
शुक्ले चतुर्थि एकारशिनिशि । अठमि पुनिमा दिवा॥६८॥)
रात्रिभद्रादिवायस्य । दिवा भद्रा यदा निशी ॥
न तत्र भद्रा दोपस्यात् । सर्व कार्याणि साधयेत् ॥६९॥

ભાવાર્થઃ—શુક્લપક્ષમાં ચોથ તથા અગીઆરશે રાત્રીના ભાગમાં વીષ્ટી જાણવી, અને આઠમ તથા પુનમે દીવસના ભાગમાં વીષ્ટી જાણવી; અને કૃષ્ણપક્ષમાં ત્રીજ તથા દશમે રાત્રીના ભાગમાં વીષ્ટી જાણવી, અને સાતમ તથા ચોદશે દીવસના ભાગમાં વીષ્ટી

જાણવી. રાત્રીના ભાગની ભદ્રા દીવસે આવે તથા દીવસના ભાગની ભદ્રા રાત્રે આવે તો તે ભદ્રાનો દોષ નહી. તે વીષ્ટી સર્વ કાર્યની સીદ્ધી કરે. ॥ ૬૭-૬૯ ॥

## अथ श्री भद्रानी घडी तथा स्थान विचार तथा तेनुं फल.

विष्टिर्मुखे कला पंच । कंठे द्वे हृदये दश ॥
नाभौ पंच कटौ पंच । पुच्छे तिस्र कला स्मृता ॥७०॥
विष्टिरंगेषु षट्स्वेषु । करोत्येव मुखादिषु ।
कार्य हानि मृतिर्नैस्व । बुद्धिर्नाश कलिर्जयं ॥७१॥

ભાવાર્થઃ—ભદ્રા એટલે વીષ્ટી તે મુખે પાંચ ઘડી, કંઠે બે ઘડી, છાતીમાં દશ ઘડી, નાભીમાં પાંચ ઘડી, કેડે પાંચ ઘડી, અને પુંછે ત્રણ ઘડી જાણવી.

વીષ્ટીના છ અંગ છે. તેના મુખની પાંચ ઘડીમાં કામ કરે તો કાર્યની હાની થાય, કંઠની બે ઘડીમાં કામ કરે તો મૃત્યુ થાય, છાતીની દશ ઘડીમાં કામ કરે તો કાર્ય નિષ્ફળ થાય, નાભીની પાંચ ઘડીમાં કામ કરે તો બુદ્ધિનો નાશ થાય, કેડની પાંચ ઘડીમાં કામ કરે તો કલેષ થાય, અને પુંછની ત્રણ ઘડીમાં કામ કરે તો કાર્યની સીદ્ધી થાય. એ રીતે ભદ્રાનું ફળ જાણવું. ॥ ૭૦-૭૧ ॥

## अथ श्री विष्टीनी दिशाओनां स्थानक तथा भद्राना पुंछनी समज.

क्रश्न पक्षे त्रतियायां । मुखंचैदग्निगोचरे ॥
सप्तम्यांनैरतेवंद्या । दशम्या वायगोचरे ॥७२॥

ईशानां चतुर्दशिज्ञेया । वीष्टी वक्रंतु वर्जयेत् ॥
चतुर्थि शूक्लपक्षे च । विष्टि वक्रंतु दक्षिणे ॥७३॥
अष्टम्यांपश्चिमेवंद्या । एकादशितुनुतरे ॥
पूर्णिमा पूर्वतो ज्ञेया । विष्टि वक्रंतु वर्जयेत् ॥७४॥
दशम्यामष्टम्यां प्रथम घटीका पंचक परं ।
हरिद्युसप्तम्यौ त्रिदशकां तेत्रि घटीकां ॥
त्रतियायांराकासुकुद्धि घटीकां तेत्रि घटिक ।
ध्रुवं वृष्टि पुच्छे शिव तिथी चतुर्थ्योश्वविगमे ॥७५॥
मनुवसु मुनि तिथी युग्दिग् ।
शिवगुण संख्या सुतिथी पूर्वदो ॥
तद्वत् प्रहरेष्यष्टसु । प्रष्टेसु भद्रा पुरोषु वा विष्टी ॥७६॥

ભાવાર્થઃ—કૃષ્ણપક્ષની રાત્રીમાં ત્રીજ તીથીએ અગ્નિ ખુણામાં ભદ્રાનું મુખ હોય છે, સાતમે નૈરૂત્ય ખુણામાં ભદ્રાનું મુખ હોય છે, દશમે વાયવ્ય ખુણામાં ભદ્રાનું મુખ હોય છે, અને ચોદશે ઈશાન ખુણામાં ભદ્રાનું મુખ હોય છે; માટે જે દીશાએ ભદ્રાનું મુખ હોય તે દીશા વર્જવી. શુકલપક્ષની ચોથ તીથીએ ભદ્રાનું મુખ દક્ષિણ દીશામાં હોય છે, આઠમે ભદ્રાનું મુખ પશ્ચીમ દીશામાં હોય છે, અગીઆરશે ભદ્રાનું મુખ ઊત્તર દીશામાં હોય છે, અને પુનમે ભદ્રાનું મુખ પૂર્વ દીશામાં હોય છે. ઉપર પ્રમાણે ભદ્રાના મુખ તરફ ન જવું એમ વિદ્વાન પુરૂષો કહે છે.

દશમે તથા આઠમે પ્રથમની પાંચ ઘડી ઉપરાંત ત્રણ ઘડી ભદ્રાના પુંછની જાણવી, અગીઆરશે તથા સાતમે પ્રથમ તેર ઘડી ઉપરાંત ત્રણ ઘડી પુંછની જાણવી, ત્રીજ તથા પુનમે પ્રથમની

એકવીસ ઘડી ઉપરાંત ત્રણ ઘડી પુંછની જાણવી, અને ચોથ તથા ચૌદશે પ્રથમની છવીસ ઘડી ઊપરાંત ત્રણ ઘડી પુંછની જાણવી.

ચૌદશ, આઠમ, સાતમ, પુનમ, ચોથ, દશમ, અગીઆરશ, ત્રીજ એ તીથીઓમાં ભદ્રા લાગે તે સમયે પાંચ ઘડી ભદ્રાનું મુખ કહ્યું છે તે નીષેધ કરેલું છે. ભદ્રાની અંતની ત્રણ ઘડીમાં પુંછ આવે તે સારી છે એમ મુહુર્ત ચિન્તામણીમાં કહ્યું છે. ॥૭૨–૭૬॥

## अथ श्री भद्रा राशी विचार.

मिन मेष वृष कर्कट स्वर्गे ।
मकर तुला वृश्चिक धन नागे ॥
कन्या मिथुन घट केसरि मृत्यु ।
विचरति भद्रा त्रिभुवन मध्ये ॥ ७७ ॥

ભાવાર્થઃ—મીન ૧૨, મેષ ૧, વરખ ૨, કર્ક ૪, એ ચાર રાશીની ભદ્રા સ્વર્ગમાં રહે છે. મકર ૧૧, તુલા ૭, વૃશ્ચીક ૮, ધન ૯, એ ચાર રાશીની ભદ્રા પાતાળમાં રહે છે. કન્યા ૬, મિથુન ૭, કુંભ સીંહ એ ચાર રાશીની ભદ્રા મૃત્યુલોકમાં રહે છે. તેમાં મૃત્યુલોકની સર્વથા પ્રકારે વર્જવી. ॥ ૭૭ ॥

## अथ श्री विष्टी मुख विचार.

दिवासप्पमुखी प्रोक्ता । रात्रौवृश्चिकमेव च ॥
विपरिता चयाभद्रा । साभद्रा भद्रदाइनि ॥ ७८ ॥
भद्रा तिस घडी संयुति । आठ घडीका सुस्वर्ग पोहति ॥
सोल घडी महीयल मति। षट् घटिका पाताल वदिति ।७९।
स्वर्गे विचरति राज्यं । पाताले च धनागम ।
मृत्युलोके महा कष्टं । त्रिभि भद्रा विचारणा ॥८०॥

आयाते घटिका पंच । वर्तमानां दशास्मृता ।
मध्ये च द्वादशि प्रोक्ता । अंते त्रि घटिका जयं ॥८१॥
आदौ धन विनाशाय । वर्तमान भयं करि ॥
मध्ये प्राण हराज्ञेया । विष्टि पुछे धृवं जयं ॥८२॥

ભાવાર્થઃ—દીવસે વીષ્ટી પુર્વ મુખી કહીએ, અને રાત્રે પશ્ચીમ મુખી કહીએ. રાત્રીની ભદ્રા દીવસે આવે, અને દીવસની ભદ્રા રાત્રે આવે તે શુભ છે. ભદ્રા ત્રીસ ઘડી ભોગવે છે. તેમાં આઠ ઘડી સ્વર્ગમાં રહે, સોળ ઘડી મૃત્યુલોકે રહે, અને ૬ ઘડી પાતાળમાં રહે. હવે તેનાં ફળ કહે છે. સ્વર્ગમાં ભદ્રા હોય તે વખતે કામ કરે તો રાજ મળે, પાતાળમાં ભદ્રા હોય તે વખતે કામ કરે તો ધન મળે, મૃત્યુલોકમાં ભદ્રા હોય તે વખતે કામ કરે તો દુઃખ ભોગવે. એમ ભદ્રાની ત્રીસ ઘડીનું ફળ કહ્યું છે. ભદ્રા બેસતા પહેલી પાંચ ઘડી તથા મધ્યની દશ ઘડી તથા બાર ઘડી પાછલી તથા ત્રણ ઘડી છેલ્લી એમ તેનું ફળ જાણવું. પ્રથમની પાંચ ઘડી ધનનો નાશ કરે, વર્તમાનની દશ ઘડી ભય કરે, મધ્યની બાર ઘડી પ્રાણ હરે, અને છેલ્લી ત્રણ ઘડી જય કરે. ॥ ૭૮--૮૨ ॥

## अथ श्री प्रहरार्ध कुलीक उपकुलीक कंटक योग विचार.

मनुर्क दिग्वसुरितु वेद पक्ष ।
रंकीन् मुहुर्ते कुलिका भवति ॥
दिवानिरेके रथयामिनीषु ।
तेगीरुता कर्मसु सोभनेषु ॥ ८३ ॥
कुलिकोप कुलिक कंटका नामानिशौरिभौमांता ॥
दोशास्यु प्रतिवारं वर्ज्या प्रहरार्द्धमीहवी बुधैः ॥८४॥

शन्यातः कुलिकः । जिवंत उपकुलिक ।
भौमंत कंटकः सदार्द्ध प्रहराख्या ।
वारेष्वर्कादिषुक्रमात् । चतुसप्तद्विपंचाष्ट ।
त्रिषष्टा शुभ कर्मसु ॥ ८५ ॥

### અથ શ્રી કુલીકયોગ યંત્ર.

| રવી | સોમ | મગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | ગ્રહના નામ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૪ | ૧૨ | ૧૦ | ૮ | ૬ | ૪ | ૨ | દિન કુલિક |
| ૧૩ | ૧૧ | ૯ | ૭ | ૫ | ૩ | ૧ | રાત્રી કુલિક |
| રવી | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | સાત વાર |
| ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | કુલિકયોગ |
| ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ઉપકુલિકયોગ |
| ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ૫ | ૪ | કંટકયોગ |
| રવી | સોમ | મગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | સાત વાર |
| ૪ | ૭ | ૨ | ૫ | ૮ | ૩ | ૬ | અર્દ્ધપ્રહરાયો |
| રવી | સોમ | મગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | સાત વાર |
| ૮ | ૩ | ૬ | ૧ | ૪ | ૭ | ૨ | કાલવેલા |
| ગુરૂ | ૧૩ | ૮ | ૪ | ૯ | ૧૪ | | સ્થિવરયોગ |
| શની | કૃત્તિકા | આર્દ્રા | અશ્લેષા | ઉત્તરા | સ્વાતિ | જ્યેષ્ટા | ઉ પા સત. રેવ |

ભાવાર્થઃ—રવીવારે ૨૬ ઘડી દીવસ ગયા પછી બે ઘડી કુલીકયોગ જાણવો. સોમવારે ૨૨ ઘડી દીવસ ગયા પછી બે ઘડી સુધી કુલીકયોગ જાણવો. મંગળવારે ૧૮ ઘડી દીવસ ગયા પછી બે ઘડી સુધી કુલિકયોગ જાણવો. બુધવારે ૧૪ ઘડી દીવસ ગયા પછી બે ઘડી સુધી કુલિકયોગ જાણવો. ગુરૂવારે ૧૦ ઘડી દીવસ ગયા પછી બે ઘડી સુધી કુલિકયોગ જાણવો. શુક્રવારે ૬ ઘડી દીવસ ગયા પછી બે ઘડી સુધી કુલિકયોગ જાણવો. શનીવારે ૨ ઘડી દીવસ ગયા પછી બે ઘડી સુધી કુલિકયોગ જાણવો. એવી રીતે કુલીકયોગ શુભ કામમાં તજવો.

કુલીક ઉપકુલીક ને કંટક નામના જે યોગ છે તેમાં રવીવારથી શનીવાર સુધી કુલીક આવે, રવીવારથી ગુરૂવાર સુધી ઉપકુલીક આવે, અને રવીવારથી મંગળવાર સુધી કંટક આવે.

ઉપરના ત્રણ યોગનું ઉદાહરણ નીચે પ્રમાણે:—

રવીવારથી શનીવાર સાતમો થયો માટે સાતમું મુહુરત કુલીક આવે. રવીવારથી ગુરૂવાર પાંચમો થયો માટે પાંચમું મુહુરત ઉપકુલીક આવે. રવીવારથી મંગળવાર ત્રીજો થયો માટે ત્રીજું મુહુરત કંટકયોગ આવે. એમ સાતે વારે ગણતાં અનુક્રમે ત્રણ યોગ વાર પરત્વે આવે. વિશેષ ઉપર યંત્રમા જોવાથી જણાશે.

રવીવારે ચોથા પોહોરનો અર્ધો પોહોર, સોમવારે સાતમા પોહોરનો અર્ધો પોહોર, મંગળવારે બીજા પોહોરનો અર્ધો પોહોર, બુધવારે પાંચમા પોહોરનો અર્ધો પોહોર, ગુરૂવારે આઠમા પોહોરનો અર્ધો પોહોર, શુક્રવારે ત્રીજા પોહોરનો અર્ધો પોહોર, શનીવારે છઠ્ઠા પોહોરનો અર્ધો પોહોર. ઉપર પ્રમાણે શુભ કામમાં અર્ધો પોહોર વર્જવો.'॥ ૮૩-૮૫ ॥

## अथ श्री काळ वेळा.

आद्या बुद्धे सूर्य सुते द्वितिया ।
सोमे तृतिया च गुरौ चतुर्थि ॥
षष्टीकुजे सप्तमिका शुक्रे ।
सूर्याष्टमि काल कला विवर्ज्या ॥ ८६ ॥

ભાવાર્થ:—બુધવારનું પહેલું ચોઘડીયું કાળ વેળા, શનિવારનું બીજું ચોઘડીયું કાળ વેળા, સોમવારનું ત્રીજું ચોઘડીયું કાળ વેળા, ગુરૂવારનું ચોથું ચોઘડીયું કાળ વેળા, મંગળવારે છઠ્ઠું ચોઘડીયું કાળ વેળા, શુક્રવારે સાતમું ચોઘડીયું કાળ વેળા, રવીવારે આઠમું ચોઘડીયું કાળ વેળા; એવી રીતે કાળ વેળા સારા કામમાં તજવી. ॥ ૮૬ ॥

## अथ श्री स्थिवर योग.

त्रयोदस्याष्टमिरिक्ता । स्थिवरेस्यात् गुरु शनि ॥
कृतिकादि ध्यंतराणि । रोगेच्छेदादिकं शुभं ॥८७॥

ભાવાર્થઃ—તેરશ, આઠમ, ચોથ, નોમ, ચૌદશ એટલી તીથીમાં ગુરૂવાર તથા શનીવાર આવે તથા કૃતિકા, આદ્રા, અશ્લેષા, ઉત્તરા ફાલ્ગુણી, સ્વાતિ, જ્યેષ્ટા, ઉત્તરાષાઢા, સતભિષા, રેવતી એવી રીતે કૃતિકાથી બબ્બે નક્ષત્ર મુકીને એ નક્ષત્ર તથા વાર ઉપર કહ્યા પ્રમાણે તીથી સાથે હોય તો સ્થિવર યોગ જાણવો. એવી રીતે સ્થિવર યોગમાં ઔષધ કરે તો રોગ જાય. એ બીના યોગના યંત્રમાંથી જોઈ લેવી. ॥ ૮૭ ॥

## अथ श्री कर्क योग विषे.

षष्टितु शनिवारेण । शुक्रेणैवतु सप्तमि ॥
अष्टमि गुरुवारेण । नवमि च बुधैः पुन ॥८८॥
दशमि भुमि पुत्रेण । सोमे एकादशीस्तथा ॥
सूर्येण द्वादशि प्रोक्ता । कर्कयोगा प्रकिर्त्तिता ॥८९॥

ભાવાર્થઃ—છઠ ને શનીવાર હોય, સાતમ ને શુક્રવાર હોય, આઠમ ને ગુરૂવાર હોય, નોમ ને બુધવાર હોય, દશમ ને મંગળવાર હોય, અગીયારશ ને સોમવાર હોય, બારશ ને રવિવાર હોય તો કર્ક યોગ જાણવો. ॥ ૮૮–૮૯ ॥

## अथ श्री यम घंट योग विषे.

सूर्येपंचदशात्रयो दशमि । तासोमेकुजेष्टादश ।
एकासोमसुते गुरु मुनि । समा शुक्रे तथा सप्तकं ॥
त्याज्यासूर्य सुते तथैव । घटिका सप्ताधिकानो पुनः।
ख्यातोयां यमघंटयोग । कलितं कालै विवर्ज्यो बुधैः९०
मघार्कवारे शशिने विशाखा ।
आद्रा कुजे सोमे सुते च मूलं ॥

गुरु च कृतिका ब्रह्मवति शुक्रे ।
शनौ च हस्ते यम घंट योगः ॥९१॥
यमघंटेमतेमृत्यु । कुलच्छेदोकर गृहे ॥
कर्तुंमृत्युप्रातिष्टायां । शिशुजातो न जीवती ॥९२॥

ભાવાર્થઃ—રવિવારે પંદર ઘડી, સોમવારે તેર ઘડી, મંગળવારે અઢાર ઘડી, બુધવારે એક ઘડી, ગુરૂવારે સાત ઘડી, શુક્રવારે સાત ઘડી, શનીવારે સાત ઘડી, એટલી એટલી ઘડી યમઘંટની છે, તે ત્યાગ કરવી. તે યમઘંટ કયારે આવે છે તે કહે છે. રવિવારે મઘા નક્ષત્ર હોય, સોમવારે વીશાખા હોય, મંગળવારે આર્દ્રા હોય, બુધવારે મુળ હોય, ગુરૂવારે કૃતિકા હોય, શુક્રવારે રોહિણી હોય, અને શનીવારે હસ્ત હોય તો યમઘંટ જાણુવો. એ યમઘંટ યોગમાં ગામ જાય તો મરણુ થાય, લગ્ન કરે તો કૂળનો નાશ થાય, પ્રતિષ્ટા કરે તો તે કરનાર મરે, અને પુત્ર જન્મે તો મરણુ પામે. ॥ ૯૦-૯૨ ॥

## अथ श्री अमृत सिद्धि योग विषे.

आदित्य हस्तो गुरुणा च पुष्यो ।
बुधानुराधा शनि रोहिणी च ॥
सोमेन सोम्या भृगु रेवति च ।
भौमाश्विनीचामृत सिद्धि योगाः ॥ ९३ ॥

ભાવાર્થઃ—રવિવારે હસ્ત નક્ષત્ર હોય, ગુરૂવારે પુષ્ય હોય, બુધવારે અનુરાધા હોય, શનીવારે રોહિણી હોય, સોમવારે મૃગશર હોય, શુક્રવારે રેવતી હોય, અને મંગળવારે અશ્વિની હોય તો અમૃત સીદ્ધિ યોગ જાણુવો. એ યોગમાં કામ કરે તો સીદ્ધ થાય. ॥ ૯૩ ॥

## अथ श्री उत्पात, मृत्यु, कांण योग विषे.

विशाखात्रयमादित्यं । पूर्वाषाढात्रयं शशि ॥
धनिष्ठादि त्रयं भौमे । बुद्धे स्यात रेवतित्रयं ॥९४॥
रोहिण्यादित्रयंजीवे । पुष्यत्रयं च भार्गवे ॥
त्रयमुत्तराफाल्गुण्यां । शनिवारे विवर्जयेत् ॥९५॥
विशाखादि चतुष्केषु । भास्करादौक्रमेण च ॥
उत्पात मृत्युकांणाश्च । मृत्यु योगा प्रकिर्त्तिता ॥९६॥

**ભાવાર્થ:**—રવીવારે વિશાખા નક્ષત્ર હોય તો ઉત્પાત યોગ જાણવો. રવીવારે અનુરાધા હોય તો મૃત્યુ યોગ જાણવો. રવીવારે જ્યેષ્ટા હોય તો કાંણ યોગ જાણવો. એવી રીતે સોમવારે પુર્વાષાઢાથી ત્રણ નક્ષત્રમાં ક્રમવાર ઉત્પાત, મૃત્યુ, તથા કાંણ યોગ આવે, મંગળવારે ધનિષ્ટા નક્ષત્રથી ત્રણ નક્ષત્રમાં ક્રમવાર ઉત્પાત, મૃત્યુ તથા કાંણ યોગ આવે, બુધવારે રેવતી નક્ષત્રથી ત્રણ નક્ષત્રમાં ક્રમવાર ઉત્પાત, મૃત્યુ, તથા કાંણ યોગ આવે, ગુરૂવારે રોહિણી નક્ષત્રથી ત્રણ નક્ષત્રમાં ક્રમવાર ઉત્પાત, મૃત્યુ, તથા કાંણ યોગ આવે, શુક્રવારે પુષ્ય નક્ષત્રથી ત્રણ નક્ષત્રમાં ક્રમવાર ઉત્પાત, મૃત્યુ, તથા કાંણ યોગ આવે, શનીવારે ઉત્તરાફાલ્ગુણી નક્ષત્રથી ત્રણ નક્ષત્રમાં ક્રમવાર ઉત્પાત, મૃત્યુ, તથા કાંણ યોગ આવે. એ યોગમાં શુભ કામ કરવું નહીં. ॥ ૯૪-૯૬ ॥

## अथ श्री वज्रपात योग विषे.

हस्त मुलं मघा रोहे । अनुराधा उत्तरात्रयं ॥
वजूपात क्रमात् सप्त । पंचतुर्य द्वि त्रिके तिथौ॥९७॥

**ભાવાર્થ:**—હસ્ત, મુળ, મઘા, રોહિણી, અનુરાધા, ત્રણ ઉત્તરા; એ નક્ષત્રમાં ક્રમવાર સાતમ, પાંચમ, ચોથ, બીજ, ત્રીજ

આવી હોય તો વજ્રપાત યોગ જાણવો. એ યોગમાં ગઢ, કીલ્લા, મકાન, મઠ, મંદિર, બંધાવે તો તેના ઉપર પથ્થર પ્રમુખનો પ્રહાર પડે: માટે તે યોગ ત્યજવો. ॥૯૭॥

## अथ श्री विजय योग विषे.

द्वौ प्रहरौ घटिकाहिनौ । द्वौ प्रहरौ घटिकाधिकौ ॥
विजयोनांमयोगोयं । सर्व कार्या प्रसाधकः ॥९८॥

ભાવાર્થઃ—વિજયયોગ નિત્ય આવે છે. તે એવી રીતે કે દરરોજ બપોરે તેની ગણત્રી. દીવસના ચાર પહોર તેના પહેલાં બે પહોરની છેલ્લી ઘડી તથા બીજા બે પહોરની પહેલી ઘડી એ બે ઘડી વિજયયોગ છે. તે યોગમાં સર્વ કાર્યની સીદ્ધિ થાય. તે વિજય યોગ રાજદ્વાર, દેવ દરબારમાં સર્વ લોકોએ માનવો એવું શાસ્ત્રનું વચન છે. ॥૯૮॥

## अथ श्री संवर्त्तक योग विषे.

प्रतिपत् तृतियाज्ञेन । सप्तम्यां शनिसूर्ययो ॥
षष्ट्यां गुरु द्वितियायां। शुक्रो संवर्त्तको भवेत् ॥९९॥

ભાવાર્થઃ—પડવો, ત્રીજ ને બુધવાર હોય, સાતમ ને શનીવાર તથા રવીવાર હોય, છઠ્ઠ ને ગુરૂવાર હોય, બીજ ને શુક્રવાર હોય તો સંવર્ત્તક યોગ જાણવો. એ યોગ ચોમાસાની ઋતુમાં હોય તો વરસાદનો યોગ સારો સમજવો. ॥૯૯॥

## अथ श्री कालमुखी योग विषे.

अनुराधा द्वितिया च । तृतिया उत्तरात्रयं ॥
पंचमि मघा संयुक्ता । हस्ते मूले च सप्तमि ॥१००॥
षष्ठि रोहिणी काचैव । चित्रा स्वांति त्रयोदशी ॥
एषु योगेषु यत् कर्म । षष्ठे मासे मृति ध्रुवं ॥ १ ॥

उत्तरा पंचमि अ मघा। कित्तिय नवमि अतइअ अणुराहा॥
अष्टमि रोहिणी सहिवा। काल मुहि जिवनासयरी ॥२॥

ભાવાર્થઃ—અનુરાધા ને બીજ હોય, ત્રણ ઉત્તરા (ઉત્તરા ફાલ્ગુણી, ઉત્તરાષાઢા, ઉત્તરા ભાદ્રપદ) ને ત્રીજ હોય, મઘા ને પાંચમ હોય, હસ્ત અથવા મુળ ને સાતમ હોય, રોહિણી ને છઠ્ઠ હોય, ચિત્રા અથવા સ્વાંતિ ને તેરશ હોય તો તે યોગ મહા નષ્ટ છે; માટે એ યોગમાં શુભ કામ કરવું નહિ. કરે તો છ માસમાં તેનું મૃત્યુ થાય. ઉત્તરા અથવા મઘા નક્ષત્ર ને પાંચમ હોય, કૃતિકા ને નોમ હોય, અનુરાધા ને ત્રીજ હોય, આઠેમ ને રોહિણી હોય તો કાળમુખી યોગ જાણવો. શુભ કામમાં તે યોગ ત્યજવો. ॥૧૦૦-૨॥

## अथ श्री रवी योग विषे.

चतुर्थि षष्टि नवमे। दशमे च त्रयोदशे॥
विशे दिने सभाधिश्ने। रवि योगः शुभास्तथा ॥३॥
इकसभएपंचाणस्स। भजांति गयघड सहस्स॥
तहर वियोग पइठा। गयणं मिगहानदिसंति ॥४॥
सर्व विरुद्धे दिवसे। यद्येको भवति सूर्य जोगस्तु॥
हिमवदिन कर किरणे। सर्वे दोषा प्रलियंते ॥५॥

ભાવાર્થઃ—સૂર્યના નક્ષત્રથી દીવસના નક્ષત્ર સુધી ગણતાં જો દિવસનું નક્ષત્ર ચોથું, છઠ્ઠું, નવમું, દસમું, તેરમું હોય તો રવિયોગ જાણવો. એ યોગમાં શુભ કાર્ય કરવું. દ્રષ્ટાંતઃ જેમ સિંહ વનમાં એકલો રહે છે પણ તેની સામે હજારો બળવાન હાથીઓ હોય તોપણ હાથીઓ નાશી જાય છે તેમ એ રવીયોગ શુભ હોય તો અશુભ યોગ નાશી જાય છે. વળી સર્વે યોગ ખરાબ હોય પણ એક રવિયોગ સારો હોય તો બીજા યોગની પ્રબળતા ચાલતી નથી. જેમ, સૂર્યના કીરણથી હીમાચળ પર્વતનું હીમ ગળી જાય છે તેમ અશુભ યોગને ગાળી નાંખે છે. ॥ ૩-૫॥

# अथ श्री अठ्ठावीश योग आववानो प्रकार.

अश्वनी मृगशीर्षं च । अश्लेषा हस्त एव च ॥
अनुराधोत्तरापाढा । शतभिषा च स्वेक्रमात् ॥६॥
एतं नक्षत्रतोवर्त्त । मानवारक्ष संख्यया ॥
आनंदाद्युपयोगास्तु । स्वनाम सदृशं फलं ॥७॥
आनंद काल दंडश्च । प्रजापति शुभस्तथा
सौम्यो ध्वाक्षो ध्वजश्चैव । श्री वत्सो वज्रमुद्गरो ॥
छत्रो मित्र मनोज्ञश्च । कंपो लुपक एव च ॥
प्रवाशो मरणं व्याधि । सिद्ध शूलामृतो तथा ॥८॥
मुशलो गज मातंग । क्षय क्षिप्र स्थिरस्तथा ॥
वर्द्धमान श्चेतिनामास्तु । अष्टाविंशतिते क्रमात् ॥९॥

ભાવાર્થઃ—રવિવારે અશ્વની નક્ષેત્રથી દીનીઆ નક્ષેત્ર સુધી ગણુવું. ગણુતાં જે સંખ્યા આવે તે યોગ આનદયોગ વિગેરે જાણુવા. સોમવારે મૃગશર નક્ષેત્રથી, મંગળવારે અશ્લેષા નક્ષેત્રથી, બુધવારે હસ્તથી, ગુરૂવારે અનુરાધાથી, શુક્રવારે ઉત્તરાષાઢા નક્ષેત્રથી, શનીવારે સતભીપાથી વર્તમાન નક્ષેત્ર સુધી ગણુવું. જે ક્રમ આવે તે આનંદાદિક યોગ જાણુવો. તે યોગોનું ફળ તેનાં નામ પ્રમાણે આવે છે. તે અઠ્ઠાવીશ યોગનાં નામ ક્રમવાર કહે છે. ૧ આનંદ, ૨ કાળદંડ, ૩ પ્રજાપતિ, ૪ શુભ, ૫ સૌમ્ય, ૬ ધ્વાક્ષ, ૭ ધ્વજ, ૮ શ્રી વત્સ, ૯ વજ્ર યોગ, ૧૦ મુદ્દગર, ૧૧ છત્રયોગ, ૧૨ મિત્ર, ૧૩ મનોજ્ઞ, ૧૪ કંપ, ૧૫ લુપક, ૧૬ પ્રવાસ, ૧૭ મરણુ, ૧૮ વ્યાધિ, ૧૯ સિદ્ધ, ૨૦ શૂલ, ૨૧ અમૃત, ૨૨ મુશલ, ૨૩ ગજ, ૨૪ માતંગ, ૨૫ ક્ષય, ૨૬ ક્ષિપ્ર, ૨૭

સ્થિર, ૨૮ વર્દ્ધમાન. એ રીતે અઠ્ઠાવીશ યોગ જાણવા. વિશેષ હકીકત નીચેના યંત્રથી જોઈ લેવી. ॥ ૬-૯ ॥

## અથ શ્રી અઠ્ઠાવીશ યોગ યંત્ર.

| નંબર. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|
| ઉપયોગ. | રવી | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
| આનંદયોગ | અ | મ | અ | હ | અ | ઊ | શ |
| કાલદંડયોગ | ભ | આ | મ | ચિ | જે | અ | પૂ |
| પ્રજાપતિયોગ | કૃ | પુ | પૂ | સ્વા | મૂ | શ્ર | ઊ |
| શુભયોગ | રો | પુ | ઊ | વિ | પુ | ધ | રે |
| સૌમ્યયોગ | મૂ | અ | હ | અ | ઊ | શ | અ |
| ધ્વાંક્ષયોગ | આ | મ | ચિ | જે | અ | પૂ | ભ |
| ધ્વજાયોગ | પુ | પૂ | સ્વા | મૂ | શ્ર | ઊ | કૃ |
| શ્રીવત્સયોગ | પુ | ઊ | ત્રિ | પૂ | ધ | રે | રો |
| વજ્રયોગ | અ | હ | અ | ઊ | શ | અ | મૃ |
| મુદ્દગરયોગ | મ | ચિ | જે | અ | પૂ | ભ | આ |
| છત્રયોગ | પૂ | સ્વા | મૂ | શ્ર | ઊ | કૃ | પુ |
| મિત્રયોગ | ઊ | વિ | પૂ | ધ | રે | રો | પૂ |
| માનસયોગ | હ | અ | ઊ | શ | ભ | મૃ | અ |
| કપયોગ | ચિ | જે | અ | પૂ | કૃ | આ | મ |
| લુપકયોગ | સ્વા | મૂ | શ્ર | ઊ | રો | પુ | પુ |
| પ્રવાસયોગ | વિ | પૂ | ધ | રે | મૃ | પુ | ઊ |
| મરણયોગ | અ | ઊ | શ | અ | આ | અ | હ |
| વ્યાધીયોગ | જે | અ | પૂ | ભ | પુ | મ | ચિ |
| સિદ્ધયોગ | મૂ | શ્ર | ઊ | કૃ | પુ | પૂ | સ્વા |
| શૂલયોગ | પુ | ધ | રે | રો | અ | ઊ | વિ |
| અમૃતયોગ | ઊ | શ | અ | મ | મ | હ | અ |
| મૂશલયોગ | અ | પૂ | ભ | આ | પુ | ચિ | જે |
| ગજયોગ | શ્ર | ઊ | કૃ | પુ | ઊ | સ્વા | મૂ |
| માતંગયોગ | ધ | રે | રો | પુ | હ | વિ | પુ |
| ક્ષયયોગ | શ | અ | મૃ | અ | ચિ | અ | ઊ |
| ક્ષિપ્રયોગ | પૂ | ભ | આ | મ | સ્વા | જે | અ |
| સ્થિરયોગ | ઊ | કૃ | પુ | પુ | વિ | મૂ | શ્ર |
| વર્દ્ધમાનયોગ | રે | રો | પુ | ઊ | અ | પૂ | ધ |

# अथ श्री कुमार योग विषे.

नंदायां पंचम्या शुभो दशम्यां। कुजज्ञ शशी भृगुभि ॥
द्वयं तरिताश्विन्यादिभि। रुडुभिर्योग कुमाराख्या ॥१०॥
वंगाल मुनि प्रोक्तं। कुमार योगे दिने सदोषेपि ॥
अस्मिन् योगे कार्या। दिक्षा यात्रा प्रतिष्ठादौ ॥११॥

ભાવાર્થઃ—નંદા તીથી ૧, ૬, ૧૧, ૫, ૧૦ એ પંચ તીથીઓમાં મંગળવાર, બુધવાર, સોમવાર, શુક્રવાર તથા અશ્વની નક્ષત્રથી બબ્બે નક્ષત્ર મુકીને નક્ષત્ર લેવું, એટલે અશ્વની, રોહિણી, પુનર્વસુ એ પ્રમાણે ગણતાં તે તીથી વાર તથા નક્ષત્ર મળે તો કુમાર યોગ જાણવો. આ કુમાર યોગ ચોમાસામાં આવે તો તે દિવસે વરસાદ થાય એવો સંભવ છે. કુમાર યોગનું ફળ ઉપર પ્રમાણે બંગાલ મુનિએ કહ્યું છે. તે દિક્ષા, યાત્રા, પ્રતિષ્ઠાદિ ધર્મ કાર્યમાં શુભ ફળ આપે છે. ॥ ૧૦–૧૧ ॥

### અથ શ્રી કુમારયોગ યંત્ર.

| તીથી તથા વાર | ૧ | ૬ | ૧૧ | ૫ | ૧૦ મ | બુ | સો | શુ |
|---|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | અશ્વની | રો | પુ | મ | હ [illegible] | મૂ | શ્ર | પૂર્વાભા |

# अथ श्री राजयोग विषे.

पूर्णिमा तृतिया भद्रा। भृगु भौमार्क सोमजा ॥
राजयोग शुभायस्तु। भरण्यादौधिकांतरे ॥१२॥

ભાવાર્થઃ—પુનમ, ત્રીજ, ( ભદ્રા તીથી ) એટલે ૨, ૭, ૧૨, શુક્ર, મંગળ, રવિ, બુધ એ વારે ભરણી નક્ષત્રથી બબ્બે

નક્ષત્ર મુકીને નક્ષત્ર મળે તો રાજયોગ જાણવો. એનું ઉદાહરણ યંત્રથી જાણવું. આ યોગમાં જેનો જન્મ થાય તે માણસને રાજવૈભવ જેટલું સુખ મળે. ॥ ૧૨ ॥

અથ શ્રી રાજયોગ યંત્ર.

| તીથી તથા વાર. | ૧૫ | ૩ | ૨ | ૭ | ૧૨ | ૨. | મ. | બુ | શુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર. | ભરણી | મૃ | પુ'ય | પુ ફા | ચિ | અનુ | પૂ. ષા | ધ. | ઉ ભા. |

## अथ श्री त्रिगंडांत योग विचार.

गंडांतः त्रिविधः त्याज्यौ । नक्षत्र तिथी लग्नतः ॥
नव पंच चतुर्थ्यांते । द्वेकार्द्धं घटिकामता ॥१३॥
गंडांत त्रतियश्चांते । अमावास्या भौमवासरे ॥
योजातः स्त्री विनाशायः । सभवेविष पुरुष ॥१४॥
शन्यश्लेषाद्धितियाभिः । सप्तमि भौम वारुणी ॥
कृतिका द्वादशि सूर्ये । अपत्य विष संज्ञकः ॥१५॥

इलात्मज सूर्य सुतो दिनाधिपा ।
भद्रा तिथी वारुणमाग्नि सर्पभं ॥
यस्यां प्रसुति भवतिह काले ।
विषांग नाशा परिवर्जनिया ॥१६॥

गंडांतेषु ये जाता । नरनारी तुरंगमा ॥
स्वगृहे नैव तिष्टंति । यादि तिष्टंति दुखदा ॥१७॥
यतो न जिवति नरो । मातुरपत्योः भवेत्सकुलहंता॥
यादि जिवाति गंडांते । बहु गज तुरंगोभवेद्नुपः॥१८॥

रेवइ असणीमष्भे । असलेसा महामष्भयारमि ॥
जिठा मूलं मष्भे । दो दो घडीयाय गंडांते ॥१९॥
पितृ मातृ क्षयं कारि । युष्मं गंडो भवेत् सुत ॥
अश्लेषा गंडजो वालं । जेष्ट भ्रातृ विघातकः ॥२०॥
जेष्टयां संभवे गंडे । वालस्यात् पितृ घातकः ॥
तिस्ते विध गंडांते । वालको द्रव्य घातकः ॥२१॥

ભાવાર્થઃ—ગંડાંત યોગ ત્રણ પ્રકારનો થાય છે. તેનાં નામ નક્ષત્ર ગંડાંત, તિથી ગંડાંત, અને લગ્ન ગંડાંત. હવે પહેલો નક્ષત્ર ગંડાંત કહે છે. અશ્વિની નક્ષત્રથી નવમું નક્ષત્ર અશ્લેષા આવે, તેથી નવમું જ્યેષ્ઠા, તેથી નવમું રેવતી નક્ષત્ર આવે. એ નક્ષત્રની અંતની બે ઘડી નક્ષત્ર ગંડાંત થાય છે. હવે બીજો તીથી ગંડાંત કહે છે. પડવેથી પાંચ પાંચ તીથી ગણુતાં ૫, ૧૦, ૧૫ આવે તેની અંતની એક એક ઘડી તેને તીથી ગંડાંત કહે છે. હવે ત્રીજો લગ્ન ગંડાંત કહે છે. તેમાં મેષથી ચાર ચાર રાશી ગણુતાં કર્ક, વૃશ્ચિક ને મીન એ ત્રણ લગ્નની અંતની અડધી ઘડી લગ્ન ગંડાંત યોગ કહે છે. એ ત્રણ ગંડાંત છે. વળી અમાસ ને મંગળવાર તેને ચોથો ગંડાંત પણ કહે છે. હવે તેનું ફળ કહે છે.

ગંડાંતમાં જેનો જન્મ હોય તે પુરૂષની પરણેલી સ્ત્રી મરણ પામે. વળી તે વિષ પુરૂષ કહેવાય છે. શનિવારે અશ્લેષા નક્ષત્ર ને બીજ હોય, સાતમ ને મંગળવારે સતભીષા નક્ષત્ર હોય, બારશ ને રવિવારે કૃતિકા નક્ષત્ર હોય; ઉપર પ્રમાણે જોગ જો આવ્યો હોય અને તેમાં જન્મ થયો હોય તો તે પણ વિષ પુરૂષ કહેવાય છે. વળી મંગળવાર, શનીવાર, રવિવાર અને ભદ્રા તિથી ૨, ૭, ૧૨ હોય તેમજ સતભીષા, અશ્લેષા, કૃતિકા એ જોગમાં જન્મ થયો હોય તો તે પણ વિષ પુરૂષ તથા વિષ કન્યા કહેવાય. ગંડાત યોગમાં જેનો જન્મ થયો હોય તે પુરૂષ અથવા સ્ત્રી તથા

ઘોડા વિગેરે પોતાને ઘેર આવ્યા હોય તો રહેવા પામે નહિ, અને રહે તો દુઃખદાઈ થાય. ગંડાંતમાં જન્મે તો જીવે નહી. જીવે તો માતા-પિતાને કષ્ટ આપનાર અથવા કુળનો ક્ષય કરનાર થાય. પણ વિશેષમાં તે માણુસ આગળ જતાં ઘણા હાથી, ઘોડા, વૈભવ, રાજ સન્માન સુખ ભોગવે. વિશેષ વળી ગંડાંતયોગ વિષે કહે છે.

રેવતી નક્ષેત્રની છેલ્લી એક ઘડી અને અશ્વિનીની પહેલી એક ઘડી તે પણ ગંડાંત યોગ કહેવાય છે. અશ્લેષાની છેલ્લી એક ઘડી તથા મઘાની પહેલી એક ઘડી તે પણ ગંડાંત કહેવાય છે. જ્યેષ્ઠાની છેલ્લી એક ઘડી, મુળની પહેલી એક ઘડી એમ બબ્બે ઘડી ગંડાંત યોગ થાય તેમાં રેવતી ગંડાંતમાં બાળકનો જન્મ થાય તો માતા પિતાનો નાશ કરે, અશ્લેષા ગંડાંતમાં જન્મે તો મોટા ભાઇનો નાશ થાય, જ્યેષ્ઠા ગંડાંતમાં જન્મે તો પિતાનો નાશ કરે, અને ત્રણે ગંડાંતમાં જન્મે તો ધનનો નાશ કરે. ॥૧૯-૨૧॥

ગંડાંત યોગનું યંત્ર. વાર નક્ષેત્ર ગંડાંતયોગનું યંત્ર.

| નક્ષેત્ર ગંડાંત | અશ્લેષા | જ્યેષ્ઠા | રેવતી | ૨ ઘડી | નક્ષેત્ર | અ | સત | કૃતિકા |
|---|---|---|---|---|---|---|---|---|
| તિથી ગડાંત | ૫ | ૧૦ | ૧૫ | ૧ ઘડી | તિથી | ૨ | ૭ | ૧૨ |
| લગ્ન ગંડાંત | કર્ક | વૃશ્ચિક | મિન | ૦॥ ઘ | વાર | શ | મં | રવિ |

## अथ श्री नक्षेत्र पंचक विषे.

धनिष्टा पंचके वर्ज्या । तृण काष्टादि संग्रह ॥
शय्या दक्षण दिग् यात्रा । मृत्युकार्य गृहोद्यमा ॥२२॥

वासवोत्तर दलादि पंचके ।
याम्य दिग्गमने गेह गोपनं ॥

प्रेतकार्यं तृण काष्ट संग्रहः ।
शयक्का वितनादि वर्जयेत् ॥२३॥
धनिष्टा धन नाशाय । शतभिषा प्राणघातक ॥
पूर्वाभिः राजदंडंतु । उत्तरा मरणं ध्रूवं ॥२४॥
अग्नि दग्ध चेरे वंत्यौ । इत्येते पंच वर्जिता ॥
सर्वे कार्येषु हीनेषु । पंचकं परिवर्जयेत् ॥२५॥

ભાવાર્થઃ—ધનિષ્ટા આદિ લઈને રેવતી નક્ષત્ર સુધી પાંચ નક્ષેત્રમાં પંચક કહેવાય છે. પચકમાં તૃણ, કાષ્ટનો સંગ્રહ ન કરવો; શય્યા, પલંગ આદિ ન કરવા તથા દક્ષિણ દીશામાં ગમન કરવું નહી. ઘર બંધાવેલું હોય તેને ઢાંકવું નહીં, પ્રેતક્રિયા કરવી નહીં, તથા નવું ઘર બાંધવાનું મુહુર્ત એટલે આરંભ કરવો નહીં.

ધનિષ્ટાના બે પાયા જાય ત્યારે પંચક બેસે. તે રેવતીના અંત સુધી પંચક રહે છે. એ પંચકમાં ઉપરનાં કામ કરવાં નહીં, અને તે કામ કરે તો તેનું ફળ શું થાય તે કહે છે. ધનિષ્ટામાં કરે તો ધનનો નાશ થાય, શતભીષામાં કરે તો મૃત્યુ કરે, પુર્વાભાદ્રપદમાં કરે તો રાજા તરફથી ઉપાધી થાય, ઊત્તરાભાદ્રપદમાં કામ કરે તો નિશ્ચે મરણ થાય, ને રેવતીમાં કરે તો અગ્નિનો ભય થાય માટે નક્ષત્ર પંચકનો ત્યાગ કરવો. ॥ ૨૨—૨૫ ॥

## अथ श्री चंद्रमानी बार प्रकारनी अवस्था विषे.

प्रवासो नष्ट मरणं । जया हास्य रितिवस्था ॥
क्रीडा निद्राथ भुक्ताश्व । जरा कंपोथ सुस्थिता ॥२६॥
राशि भागो द्वादशांसो । विभागा द्वादशाप्यमु ॥
भुक्तेवस्था शशीतासां । स्वनाम सदृशं फलं ॥२७॥

**ભાવાર્થઃ**—૧. પ્રવાસ અવસ્થા, ૨. નષ્ટાવસ્થા, ૩. મરણાવસ્થા, ૪. જયાવસ્થા, ૫. હાસ્યાવસ્થા, ૬. રતી અવસ્થા, ૭. ક્રીડાવસ્થા, ૮. નિદ્રાવસ્થા, ૯. ભુક્તાવસ્થા, ૧૦. જરાવસ્થા, ૧૧. કંપાવસ્થા, ૧૨. સુસ્થિતાવસ્થા.

ઊપરની બાર અવસ્થા જાણવાની રીતઃ—

ચંદ્રમા એક રાશીને એકસો પાંત્રીસ ઘડી ભોગવે છે. તેને બારે ભાગ દેતાં સવા અગીયાર ઘડી આવે. તે ચંદ્રમાની એક અવસ્થા જાણવી. એમ દરેક જુદી જુદી અવસ્થા જાણવી. એ અવસ્થાઓ પોતપોતાના નામ પ્રમાણે ફળ આપે છે. તે નીચે લખેલા યંત્રથી વિશેષ સમજાશે. ॥ ૨૬–૨૭ ॥

## અથ શ્રી ચંદ્ર અવસ્થા યંત્ર.

| | | |
|---|---|---|
| સુસ્થિનાવસ્થા ૧૧ ધડી ૧૫ પળ (૧૨) / કંપાવસ્થા ૧૧ ધડી ૧૫ પળ (૧૧) | પ્રવાસાવસ્થા ૧૧ ધડી ૧૫ પળ (૧) | નષ્ટાવસ્થા ૧૧ ધડી ૧૫ પળ (૨) / મરણાવસ્થા ૧૧ ઘડી ૧૫ પળ (૩) |
| જરાવસ્થા ૧૧ ધડી ૧૫ પળ. (૧૦) | ચદ્ર અવસ્થા યત્ર. | જયાવસ્થા ૧૧ ઘડી ૧૫ પળ (૪) |
| ભુકતાવસ્થા ૧૧ ધડી ૧૫ પળ (૯) / નિદ્રાવસ્થા ૧૧ ઘડી ૧૫ પળ (૮) | ક્રીડાવસ્થા ૧૧ ધડી ૧૫ પળ (૭) | હાસ્યાવસ્થા ૧૧ ઘડી ૧૫ પળ (૫) / રતી અવસ્થા ૧૧ ઘડી ૧૫ પળ (૬) |

## अथ श्री चंद्रमाना घरनी दीशाओ विषे.

मेषे च सिंहे धन पूर्व भागे ॥
वृषे च कन्या मकरे च याम्यां ॥
मिथुने च तुले कुंभ पश्चिमायां ।
कर्के च मीने अलि उत्तरायां ॥२८॥

ભાવાર્થઃ—મેષ, સીંહ તથા ધન રાશીનો ચંદ્રમા હોય ત્યારે પુર્વ દીશામાં ચંદ્રમાનું ઘર જાણવું; વરખ, કન્યા તથા મકર રાશીનો ચંદ્રમા હોય ત્યારે દક્ષિણ દીશામાં ચંદ્રમાનું ઘર જાણવું; મીથુન, તુલા, તથા કુંભ રાશીનો ચંદ્રમા હોય ત્યારે પશ્ચિમ દીશામાં ચંદ્રમાનું ઘર જાણવું; ને કર્ક, મીન તથા વૃશ્ચીક રાશીનો ચંદ્રમા હોય ત્યારે ઉત્તર દીશામાં ચંદ્રમાનું ઘર જાણવું.

## अथ श्री चंद्रमाना फळ विषे.

सन्मुखो अर्थ लाभाय । पृष्टतोपि धनं हरेत् ॥
दक्षिणे सुख सोभाग्यं । वामे चंद्रे धन क्षयं ॥२९॥

ભાવાર્થઃ—સન્મુખ ચંદ્રમાનું ઘર હોય તો ધનનો લાભ કરે, પાછળ ચંદ્રમાનું ઘર હોય તો ધનની હાની કરે તથા મૃત્યુ કરે, ડાબા હાથ ભણી ચંદ્રમાનું ઘર હોય તો ધનનો ક્ષય કરે અને જમણા હાથ ભણી ચંદ્રમાનું ઘર હોય તો સુખ સંપત્તિ આપે. ૨૯

## अथ श्री त्रीपूष्कर तथा यमल योग विषे.

रविमंद भौमवारे । भद्रा तिथीषु त्रिपादके धिश्ने ॥
योगः त्रिपुष्कराख्यो । द्विपादको यमल नामानि॥३०॥

**ભાવાર્થઃ**—(ભદ્રા તીથી) બીજ, સાતમ, બારશ; રવી, શની, મંગળવાર ક્રમવાર હોય તથા કૃતીકા, પુનર્વસુ, ઊત્તરાષાઢા, પુર્વા ભાદ્રપદ એ ત્રણે એકી દીવસે હોય તો તે ત્રીપુષ્કર યોગ કહેવાય છે.

બીજ, રવીવાર ને મઘા નક્ષત્ર હોય; સાતમ, શનીવાર ને ચિત્રા નક્ષત્ર હોય; બારશ, મંગળવાર ને ધનિષ્ટા નક્ષત્ર હોય તો યમલયોગ જાણવો ॥ ૩૦ ॥

**શ્રી પુષ્કર યોગ યંત્ર.**

| રવી | સો. | મં. | વાર |
|---|---|---|---|
| ૨ | ૭ | ૧૨ | તીથી |
| કૃ | પુ | ઊત્તરા. | પૂર્વા ભા. |

**શ્રી યમલ યોગ યંત્ર.**

| રવી | શની | મંગળ | વાર. |
|---|---|---|---|
| ૨ | ૭ | ૧૨ | તીથી |
| મઘા. | ચિત્રા. | ધનિષ્ટા | નક્ષત્ર |

# अथ श्री त्रीपुष्कर, यमल योग तथा पंचक फळ विषे.

**पंचके पंच गुणितं । त्रिगुणं च त्रिपुष्करे ॥**
**यमले द्विगुणं सर्वं । हानि वृध्यादिकं मतं ॥३१॥**

**ભાવાર્થઃ**—પંચકમાં બાળક જન્મે તો પાંચ બાળક સુધી તેવુંજ થાય, અને પંચકમાં મરણ થાય તો પાંચ મરણ થાય. ત્રીપુષ્કરમાં પુત્ર થાય તો ક્રમવાર ત્રણ પુત્ર થાય, અને કન્યા જન્મે તો ક્રમવાર ત્રણ જન્મે, અને મરણ પણ ત્રણ થાય. આભૂષણ વિગેરે કરાવે તોપણ ત્રણ થાય. એમજ યમલ યોગમાં પણ ઉપર કહ્યા પ્રમાણે બબે બબે કામની હાની તથા વૃદ્ધી સમજવી. ॥૩૧॥

## अथ श्री कर्ण विषे.

कृश्न चतुर्दस्यर्द्धां । ध्रुवाणि शकुनानिश्चतुपदंनागं ॥
किस्तुघ्नमपि प्रतिप । तिथ्यर्द्धादथ ववादिनि ॥३२॥

ભાવાર્થઃ—કૃષ્ણપક્ષની ચાદશના ઉત્તર દળમાં શકુની કર્ણ આવે, અમાવાસ્યાના પહેલા દળમાં ચતુષ્પદ કર્ણ આવે, બીજા દળમાં નાગ આવે, અને શુકલપક્ષની એકમને દીવસે પહેલા દળમાં કીસ્તુઘ્ન આવે તે એ કર્ણ સ્થિર જાણવા. એકમના પાછલા દળમાં બવાદિ ક્રમવાર આવે. ॥૩૨॥

## अथ श्री कर्ण गणवानी रीती.

अतिति तिथयोर्द्धिगुणी । शूक्ल प्रतिपदादितः ॥
एकोना सप्त हुता । शेषं करणं ववादिकं ॥३३॥

ભાવાર્થઃ—ગયેલી તીથીને બમણી કરવી, શુકલપક્ષ પ્રતીપદાને આદી લઇને તેમાંથી એક ઓછો કરવો, સાતનો ભાગ દેવો, અને શેષ રહે તે બવાદી કર્ણ જાણવા. ॥ ૩૩. ॥

## अथ श्री कर्णनां नांम.

बव बालव कौलव तेतलाख्य ।
गीर वणिज वीष्टि संज्ञानि ॥
सप्त करणानि पुनः पुन ।
रिहतिथ्यर्द्धं प्रमाणानि ॥३४॥

ભાવાર્થઃ—૧. બવ, ૨. બાલવ, ૩. કૌલવ, ૪. તૈતલ, ૫. ગીર, ૬. વણીજ, ૭. વીષ્ટી; એ સાત કર્ણ ચર છે. તે એક એક દીવસમાં બએ કર્ણ આવે છે. ॥૩૪॥

## अथ श्री उपर कहेलां कर्णमां शुं शुं काम करवुं तथा न करवुं ते विषे.

पौष्टिक स्थिर शुभानि बवाख्यो ।
बालवेधी जहितान्यापि कर्मा ॥
कौलवे प्रमदा मित्र विधानां ।
तेतले शुभ गजाश्रय कर्मा ॥३५॥
गरेच बिजाश्रय कर्षणानि ।
वाणिर्यं विस्थैर्यं वणि क्रियाश्च ॥
न सिद्धि माइंति कृतश्च विघ्न ।
विषारा विघातादिषु सिद्धि कर्म ॥३६॥
मंत्रोषधा निशकुलानि सपौष्टिकानि ।
गो विप्र राज्य पितृ कर्म चतुष्पदेषु ॥
सौभाग्य दारुणङ्गति ध्रूव कर्म नागे ।
किस्तुघ्न नाम्नि शुभ पौष्टिक मंगलानि ॥३७॥

ભાવાર્થઃ—પૌષ્ટિક કર્મ, સ્થિર કર્મ એટલે ગૃહારંભ, વાવ, કુવા, તળાવ, ધર્મશાળા, આદિ આશ્રમ તથા સ્થિર શુભ કર્મો બવ કર્ણમાં કરવાં; બાલવ કર્ણમાં બ્રાહ્મણને પ્રીતિથી દાન પુન્યાદિ શુભ કામ કરવાં; કૌલવ કર્ણમાં સ્રીની મીત્રાઇ કરવી, તથા મિત્ર સાથે પ્રીતિ કરવી; તૈતલ કર્ણમાં શુભ કર્મ કરવાં તથા કોઇની નોકરી ચાકરી કરવી; ગીર કર્ણમાં બીજ રોપવા તથા ખેતી કરવી; વણીજ કર્ણમાં વેપારાદિ કામ કરવાં, વિષ્ટી એટલે ભદ્રામાં કોઇ પણ કામ કરેલું સીદ્ધ ન થાય પણ દુષ્ટ કામ કરવામાં પુષ્ટી-

કર્તા છે; શકૂની કર્ણમાં મંત્ર ઔષધી સીદ્ધ થાય છે તથા પૌષ્ટિક એટલે શાન્તિ થાય છે, ને ગાય- બ્રાહ્મણાદિકનું દયાનું કામ તથા રાજકારભારાદિક તથા પીત્રૂ કાર્ય કરવામાં શ્રેષ્ઠ ગણાય છે; નાગ કર્ણમાં સૌભાગ્યાદિક કામ તથા દારૂણ કામ શ્રેષ્ટ ગણાય છે; અને કીસ્તુઘ્ન કર્ણમાં શુભ, મંગળીક, ગૃહ શાન્તિ આદિ કાર્ય શ્રેષ્ટ ગણાય છે. વિશેષ કર્ણ જોવાની રીત નીચેના યંત્રથી સમજવી.

| શ્રી શુક્લપક્ષનાં કર્ણનો યંત્ર. | | | શ્રી કૃષ્ણપક્ષનાં કર્ણનો યંત્ર. | | |
|---|---|---|---|---|---|
| તીથી. | દીવસનાં. | રાત્રીનાં. | તીથી. | દીવસનાં. | રાત્રીનાં. |
| ૧ | કીસ્તુ | બવ | ૧ | બાલવ | કોલવ |
| ૨ | બાલવ | કોલવ | ૨ | તેતલ | ગર |
| ૩ | તેતલ | ગર | ૩ | વણીજ | વીષ્ટી |
| ૪ | વણીજ | વીષ્ટી | ૪ | બવ | બાલવ |
| ૫ | બવ | બાલવ | ૫ | કોલવ | તેતલ |
| ૬ | કોલવ | તેતલ | ૬ | ગર | વણીજ |
| ૭ | ગર | વણીજ | ૭ | વીષ્ટી | બવ |
| ૮ | વીષ્ટી | બવ | ૮ | બાલ | કોલવ |
| ૯ | બાલવ | કોલવ | ૯ | તેતલ | ગર |
| ૧૦ | તેતલ | ગર | ૧૦ | વણીજ | વીષ્ટી |
| ૧૧ | વણીજ | વીષ્ટી | ૧૧ | બવ | બાલવ |
| ૧૨ | બવ | બાલવ | ૧૨ | કોલવ | તેતલ |
| ૧૩ | કોલવ | તેતલ | ૧૩ | ગર | વણીજ |
| ૧૪ | ગર | વણીજ | ૧૪ | વીષ્ટી | શકૂની |
| ૧૫ | વીષ્ટી | બવ | ૧૫ | ચતુષ્પદ | નાગ. |

## अथ श्री शकुनी चतुष्पद नाग अने किस्तुघ्न ए चार कर्णना स्वामि विषे.

शकुनि प्रमुख चतुर्णामिश ।
कलि वृषभ सर्प पवना युद्धः ॥

सप्तानामिंद्राब्ज मित्रा । र्यमभुश्रियः सयमा ॥३८॥
विष्टी विना बवाद्येषु । करणेषु दशस्वपि ॥
चतुर्वर्गाश्रिता सर्वा । करणीया शुभा क्रिया ॥३९॥

ભાવાર્થઃ—શકૂની, ચતુષ્પદ, નાગ, કીસ્તુઘ્ન એ ચાર કર્ણના સ્વામી કહે છેઃ—૧. કલી, ૨. વૃષભ, ૩. સર્પ, ૪. પવન.

બવાદિક સાત કર્ણના સ્વામી કહે છેઃ-૧. ઇંદ્ર, ૨. બ્રહ્મા, ૩. મીત્ર, ૪. આર્ય, ૫. પૃથ્વી, ૬. શ્રી, ૭. યમ. વીષ્ટી કરણ વિના દશ કરણ ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચાર વસ્તુને આપવા-વાળા છે. ॥ ૩૮–૩૯. ॥

## अथ श्री संक्रांति प्रकार.

सुप्तस्य संक्रमे नागे । तेतले च चतुष्पदे ॥
निविष्टस्यगरे विष्टो । वणिजे बालवे बवे ॥४०॥
ऊर्द्धस्थितस्य किस्तुघ्ने । शकुनै कौलवे रमे ॥
अनिष्ट मध्येष्ट फलो । वृष्टि धान्यार्थ विग्रहे ॥४१॥
उर्द्ध सुभिक्षकारी । मध्यम फलकारकोनिविष्टस्तु ॥
शयन करोतु वृष्टि । दुर्भिक्षं तस्कर भयं च ॥४२॥

ભાવાર્થઃ—નાગ કર્ણ, ચતુષ્પદ તથા તેતલ એ ત્રણ કર્ણમાં સંક્રાંતી બેસે તો સુતી કહીએ; ગર, વીષ્ટી, વણીજ, બાલવ, બવ એ પાંચ કર્ણમાં સંક્રાંતી બેસે તો બેઠી કહીએ; કીસ્તુ, શકૂની, કોલવ એ ત્રણ કર્ણમાં સંક્રાંતી બેસે તો ઉભી કહીએ. હવે તેનું ફળ કહે છેઃ—

સુતી સંક્રાંતી માઠા ફળને આપનારી છે, બેઠી મધ્યમ છે, અને ઉભી શ્રેષ્ટ છે. તે પ્રમાણે ફળ સમજવું. તેમાં ઉભી સંક્રાંતી હોય તો સુકાળ સમજવો, બેઠી સંક્રાંતી મધ્યમ ફળ આપે, સુતી વરસાદ ઘણો પણ મોંઘવારી તથા ચોરનો ભય ઉત્પન્ન કરે. ૪૦-૪૨.

## અથ શ્રી સંક્રાંતી, વાહનાદિ, વસ્ત્રાદિ વિચાર યંત્ર.

| નં. | કરણ | સ્વામી | સંજ્ઞા | વાહન | વસ્ત્ર | શસ્ત્ર | ભોજન | લેપન | જાતી | પુષ્પ | વય | અવસ્થા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | બવ | કલી | બેઠી | સીંહ | શ્વેત | ભુશુંડી | અન્ન | કસ્તુરી | દેવતા | નાગકેસર | શિશુ | પંથા |
| ૨ | બાલવ | વૃષભ | બેઠી | વ્યાઘ્ર | પીત | ગદા | પાયશ | કંકુ | ભુત | જાતી | કુમાર | ભોગ |
| ૩ | કૌલવ | સર્પ | ઊભી | વરાહ | નીલ | ખડગ | ભીક્ષા | ચંદન | સર્પ | બકુલઅશોક | ગતાલકા | રતી |
| ૪ | તૈતલ | વાયુ | સુતી | ગદહા | ગુલાબી | લાકડી | પકવાન | માટી | પક્ષી | કેતકી | યૂવા | હાસ્ય |
| ૫ | ગર | ઇંદ્ર | બેઠી | હાથી | લાલ | ધનુષ | દુધ | ગોરૂચંદન | પશુ | બીલ્વ | પ્રૌઢ | દૂરસુખી |
| ૬ | વણીજ | બ્રહ્મા | બેઠી | મહીષ | કૃષ્ણ | બાણુ | દહીં | હળદર | મરઘ | આક | પ્રગલ્ભા | જવરા |
| ૭ | વીષ્ટી | મીત્ર | બેઠી | ઘોડા | શામ | મુદ્દગર | ખીચડી | જવખાર | બ્રાહ્મણ | દૂર્વા | વૃદ્ધ | ભુક્તા |
| ૮ | શકુની | આર્ય | ઊભી | કુત્તા | ચીત્ર | કુંત | ગોળ | બીડાલમદ | ક્ષત્રી | કમળ | વંધ્યા | કંપા |
| ૯ | કીસ્તુઘ્ન | પૃથ્વી | ઊભી | મેંઢા | કંબળ | પાસ | મદ્દ્વન્ન | સુર્મો | વૈશ્ય | વેલા | વંધ્યા | ધ્યાન |
| ૧૦ | નાગ | શ્રી | સુતી | બળદ | નંગા | અંકુશ | ઘી | અગુરૂ | શુદ્ર | ગુલાબ | સુતાર્થીની | કર્કશ |
| ૧૧ | ચતુષ્પદ | યમ | સુતી | મરઘ | વાદળી | બાણુ | સાકર | કપૂર | શંકર | ઓડૂ | પરીવ્રાજીકા | વૃદ્ધા |

## अथ श्री संक्रांतिनां मुहूर्त जाणवानो प्रकार.

अश्लेषा स्वाति ज्येष्ठाद्रा । शत तारा यमाधुयं ॥
पंचदश मुहूर्त्तानि । षड्धिश्नं नाम किर्त्तियेत् ॥४३॥
उत्तरात्रिणि रोहिण्यौ । विशाखा च पुनर्वसु ॥
चत्वारि सहसा पंच । मुहुर्त्ता मुनि किर्त्तिता ॥४४॥
अश्लेषाद्रा भरण्यां च । स्वाति येष्ठा च वारुणि ॥
एतेपंचदशी मुहूर्त्ता । शेषात्रिशन् मुहूर्त्तिका ॥४५॥
पूर्वात्रयं हस्त मघा धनिष्ठा ।
मुलानुराधा मृग कृत्तिका च ॥
चित्राश्विनी रेवति कर्ण पुष्यं ।
त्रिंशन् मुहूर्त्ता प्रवदंतितज्ञा ॥४६॥

ભાવાર્થ:—અશ્લેષા, સ્વાંતી, જેષ્ટા, આર્દ્રા, શતભીષા, એ નક્ષેત્રોમાં સંક્રાંતી બેસે તો ૧૫ મુહુરતી જાણુવી. ત્રણુ ઉત્તરા, રોહિણી, વિશાખા, પુનર્વસુમાં સંક્રાંતી બેસે તો ૪૫ મુહુરતી જાણુવી. હવે બીજા પ્રકારથી કહે છે. અશ્લેષા, આર્દ્રા, ભરણી, સ્વાંતી, જયેષ્ટા, શતભીશા, એ નક્ષત્રોમાં ૧૫ મુહુરતી સંક્રાંતી જાણુવી. બીજા રહેલાં નક્ષત્રોમાં ૩૦ મુહુરતી જાણુવી. તે ત્રીસ મુહુરતીનાં નક્ષેત્ર કહે છે. ત્રણુ પુર્વા, હસ્ત, મઘા, ધનિષ્ટા, મુલ, અનુરાધા, મૃગશર, કૃતીકા, ચીત્રા, અશ્વની, રેવતી, શ્રવણુ, પુષ્ય, એ પંદર નક્ષેત્રોમાં સંક્રાંતી બેસે તો ત્રીસ મુહુરતી જાણુવી. વિશેષ યંત્રમાં જોવાથી જણુાશે. ॥ ૪૩–૪૬. ॥

## અથ શ્રી સંક્રાંતી મુહૂર્ત યંત્ર.

| અશ્લેષા. | સ્વાંતિ. | જ્યેષ્ટા. | આદ્રા. | શત. | ભરણી | ૧૫ | મુહુરત. |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| ઉ. ફા. | ઉ. ફા. | ઉ. ભા. | રોહિ. | વિશા | પુન. | ૪૫ | મુહુર્ત |
| પૂ. ફા. | પુ. પા | પૂ. ભા | હસ્ત | મઘા | ધનિ | મૂલ | એ નક્ષેત્ર ૩૦ |
| અનુ. | મૃગ. | કૃતિકા | ચિત્રા | અશ્વ | રેવ. | શ્રવ પૂષ્ય | ૩૦ મુહુ. |

## अथ श्री संक्रांति फल विचार.

शीयाले सुति भली। बेठी वर्षाकाल ॥
उन्हाले उभी भली । जोशी खडी निहाल ॥४७॥

ભાવાર્થઃ—શીયાળાની ઋતુમાં એટલે કાર્તિક, માર્ગશીર્ષ, પોષ, માઘ, એ ચાર માસમાં સુતે કર્ણે સંક્રાંતી બેસે તો અન્નાદિક સોંઘા ભાવે વેચાય તથા ચોમાસાની ઋતુમાં એટલે અષાડ, શ્રાવણ, ભાદ્રપદ, આસો એ ચાર માસમાં બેઠે કર્ણે સંક્રાંતી હોય તો વરસાદ સારો થાય; અને ઊનાળામાં એટલે ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ એ ચાર માસમાં ઊભે કર્ણે સંક્રાંતી બેસે તો શુભ ફળ આપે, લોકમાં સુખાકારી સારી રહે. ઊપરની સંક્રાંતી જે માસમાં અનુકુળ બેસે તેજ માસ સારો સમજવો. ॥ ૪૭ ॥

## अथ श्री संक्रांति वार फल विचार.

विजइतिजइ पंचमइरवी संचारो होय ॥
षपरहथी जगभमइभीषघाले कोइ ॥४८॥
वीइतिइरसएरइ पंचमइससी मुहगो थाय ॥
देव संयोगे छठइं पडइं। तो पुहवी पलंगजाइं ॥४९॥

जिणवारे रवी संक्रमे । तीण अमावास्या होय ॥
षपरहथी जगमइं । नंदयविर लोकोय ॥५०॥

ભાવાર્થઃ—ચાલતી સંક્રાંતી પાછલા માસની જે સંક્રાંતી બેસતી વેળા જે વાર હોય તેથી ગણતાં જેટલામેં વારે બેસે તેનું શુભાશુભ ફળ કહે છે. ઉદાહરણ.—જેમકે, ચાલતી સંક્રાંતી બુધવારી બેઠી, અને તેના પહેલા માસની સંક્રાંતી રવીવારે બેઠી હતી તો તે ગણતાં ચોથો વાર બુધ થયો, માટે ચોથે વારે બેઠી તેમ સમજવું. એ પ્રમાણે દરેક સમજવી. ચાલતી સંક્રાંતી પાંચમે વારે એટલે ગુરૂવારે બેસે તો જગતમાં દુષ્કાળનો ત્રાસ થાય, અને મનુષ્યોને ભીક્ષા માગતાં પણ મળે નહી. બીજે ત્રીજે વારે સંક્રાંતી બેસે તો તે માસમાં રસાદિક મોંઘુ થાય. પાંચમે વારે બેસે તો ધાન્ય મોંઘુ થાય. દૈવયોગે જો છઠ્ઠે વારે સંક્રાંતી બેસે તો માઠું ફળ આપે, પૃથ્વી ઉપર ભય થાય, અને મનુષ્યો દેશાંતર ચાલ્યા જાય.

વળી જે વારે સંક્રાંતી બેસે તે વારની અમાવાસ્યા હોય તો તે માસમાં યુદ્ધનો પ્રસંગ થાય, દુષ્કાળાદિક ભય થાય, અને મનુષ્યોમાં મરકીનો ઉપદ્રવ થાય. ॥ ૪૮–૫૦. ॥

## अथ श्री संवत्सरना वशानो विचार.

सुंदर शशि हर विश पक्षोवे ।
दशय निकंदन दिणयरजोवइं ॥
मंगल आठ करइं बुधवारह ।
गुरा शुक्रां एवइ अढारह ॥
जो शनि राहु कर्कै वयगै ।
निश्चइ काल हडोहडेवयगै ॥५१॥

**ભાવાર્થઃ**—કર્ક સંક્રાંતી સોમવારી બેસે તો વીશ વસાનું વર્ષ જાણવું; એટલે તે સારૂં જાણવું. કર્ક સંક્રાંતી રવીવારી બેસે તો દશ વશાનું વર્ષ જાણવું; એટલે તે મધ્યમ છે. મંગળવારે બેસે તો આઠ વશાનું વર્ષ જાણવું. તે મધ્યમ છે. બુધવારે બેસે તો બાર વશાનું જાણવું. તે સાધારણ છે. ગુરૂવારે તથા શુક્રવારે બેસે તો અઢાર વશાનું વર્ષ જાણવું. તે સારૂં છે. શનીવારે બેસે તો હળાહળ કાળ સમજવો. ॥ ૫૧. ॥

## अथ श्री परदेश गमन प्रस्थान प्रमाण.

प्रस्थान मुर्द्ध मुदितं दशकार्द्धनुना ।
मर्घाग्द्धनु शतक पंचकतश्च भाय ॥
तत्रेव मंडलिक भूपति शेष लोके ।
स्छेयेतु सप्त दश पंच दिपा क्रमेण ॥५२॥
प्रस्थान मारूद्धनुषां शतानि ॥
पंचात्रके विधनुषा शतार्द्धं ॥
स्वस्थांन गस्या दशभिर्द्धनुर्भि ॥
गतः खलु प्रस्थीत एव मन्ये ॥५३॥
बुधेंदुशुक्र जिवानां । दिन प्रस्थानमुत्तमं ॥
पुर्णिमाया अमावास्यां । चतुर्दश्यां च नैष्यति ॥५४॥
पुर्णिमायां न गतव्यं । व्यासस्य वचनं यथा ॥
शुक्ला वा यदि वा कृश्ना । वर्जरिया चतुर्दशि ॥५५॥

**ભાવાર્થઃ**—પોતાના ઘરથી પ્રસ્થાનું દશ ધનુષ્ય એટલે ચાલીસ હાથ દુર મુકવું. તે ઉપરાંત પાંચસો ધનુષ્યની અંદર મુકવું; તો કાર્ય સીદ્ધી થાય. હવે તેના દીવસ કહે છે.

મંડલીક રાજાને દીવસ દસ સુધી પ્રસ્થાન રહી શકે. સામાન્ય રાજાને સાત દીવસ સુધી રહી શકે. બીજા સર્વે લોકોને પાંચ દીવસ સુધી રહી શકે. ઉપરના દીવસોની અંદર અવશ્ય તેને ગમન કરવું જોઇયે. વળી કેટલાક આચાર્યો એમ પણ કહે છે કે પાંચસેં ધનુષ્ય વેગળું મુકવું જોઇયે તે ઉત્તમ છે, સો ધનુષ્ય મધ્યમ છે, અને પચાસ ધનુષ્ય સાધારણ છે.

પ્રસ્થાન ગમન કરવામાં બુધ, સોમ, શુક્ર, ગુરૂ એ વાર સારા છે. ગમનમાં પુનમ, અમાવાસ્યા, બન્ને પક્ષની ચૌદશ એ તીથીઓ અવશ્ય વર્જવી. ॥ ૫૨-૫૫. ॥

**અથ શ્રી પરદેશ ગમન પ્રસ્થાન યંત્ર.**

| | | | |
|---|---|---|---|
| ૧૦ ધનુષ્ય ઉપરાંત મુકવું. | ૫૦૦ ધનુષ્ય માંહી. | ૧૦ દિન સુધી રાખે. | છત્રપતિ રાજા |
| ૧૦ ધનુષ્ય ઉપરાંત મુકવું. | ૫૦૦ ધનુષ્ય માંહી. | ૭ દિન સુધી રાખે. | માંડલિક રાજા. |
| ૧૦ ધનુષ્ય ઉપરાંત મુકવું. | ૫૦ ધનુષ્ય માંહી. | ૫ દિન સુધી રાખે | સામાન્ય પ્રજા |

# अथ श्री गमन नक्षेत्र विचार.

अश्वनी पुष्य रेवत्यां। मृगो मुलं पुनर्वसु ॥
हस्त जेष्टानुराधास्युं। यात्रायै तारकाबलं ॥५६॥
विशाखा द्युतरातिस्त्र। तथाद्रा भरणी मघा ॥
अश्लेषा कृतिकाश्चैव। मृत्युवैतासु मध्यमा ॥५७॥
रोहिणी त्रिणी पूर्वाणि। स्वाति चित्रा च वारुणी ॥
श्रवण तथा धनिष्टा च। प्रस्थाने मध्यमास्मृता ॥५८॥

**ભાવાર્થ:**—અશ્વની, પુષ્ય, રેવતી, મૃગશર, મુળ, પુનર્વસુ, હસ્ત, જયેષ્ટા, અનુરાધા એ નવ નક્ષત્રો ગમન કરવામાં સારાં છે.

વિશાખા, ત્રણ ઉત્તરા, આર્દ્રા, ભરણી, મઘા, અશ્લેશા, કૃતિકા એ નક્ષત્રોમાં ગમન કરે તો મરણ થાય; માટે તે ત્યાગ કરવાં.

રોહિણી, ત્રણ પુર્વા, સ્વાંતી, ચિત્રા, સતભિષા, શ્રવણ, ધનિષ્ઠા, એ નક્ષત્રો ચાલવામાં મધ્યમ છે. ॥ ૫૬–૫૮. ॥

# अथ श्री न चालवाना नक्षत्रोना वखत विषे.

ध्रुवै मिश्रैर्न पूर्वाह्णे । क्रूरैर्मध्यं दिनेनाभिः ॥
अपराह्णे न च क्षिप्रैः । प्रदोषे मृदुभिर्न च ॥५९॥
निशीत कालेनो तीक्ष्णै । निशांते च चरेर्नाहि ॥
दिने शुभे दिवा यात्रा । यात्रा निशितुभे शुभे ॥६०॥

ભાવાર્થઃ—ત્રણ ઉત્તરા, રોહિણી, વિશાખા, કૃતિકા, એ નક્ષેત્રોમાં સવારથી મધ્યાન્ સુધી ન ચાલવું. મઘા, ત્રણ પુર્વા, ભરણી એ નક્ષેત્રમાં મધ્યાન્ વેળાએ ન ચાલવું. પુષ્ય, હસ્ત, અશ્વની, અભિજીત, એ નક્ષેત્રમાં પાછલે પોહોરે ન ચાલવું. ચિત્રા, અનુરાધા, રેવતી, મૃગશર એ નક્ષત્રમાં સંધ્યા વખતે ન ચાલવું. અશ્લેષા, જ્યેષ્ટા, આર્દ્રા, મુળ એ નક્ષત્રમાં મધ્ય રાત્રીએ ન ચાલવું. સ્વાંતી, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ટા, સતભિષા એ નક્ષત્રમાં પરોઢીએ ન ચાલવું. પરદેશ જવામાં વારનો વિચાર–સોમ, બુધ, ગુરૂ, શુક્ર એ વાર ચાલવામાં સારા છે, અને મંગળ, શની, રવી એ વાર ચાલવામાં સારા નથી. વિશેષમાં પરોઢીએ તો વર્જવા. ॥ ૫૯–૬૦. ॥

રો. ઊ. ઊ. ઊ. વિ. કૃ. સવારથી મધ્યાન્ સુધી ન ચાલવું.
મ. પૂ. પૂ. પૂ. ભ. એ નક્ષત્રમાં બપોરે ન ચાલવું.
પુષ્ય. હ. અશ્વ. અભિ. એ નક્ષત્રમાં પાછલે પહોરે ન ચાલવું.
ચિ. અનુ. રેવ. મૃગ. એ નક્ષત્રમાં સંધ્યા વખતે ન ચાલવું.
અશ્લે. જ્યે. આદ્રા. મૂલ. એ નક્ષત્રમાં મધ્યરાત્રીએ ન ચાલવું.
સ્વાં. પૂન. શ્ર. ધનિ. સત. એ નક્ષત્રમાં પરોઢીએ ન ચાલવું.

## अथ श्री परिघ योग जोवानो विचार.

प्राग्यादि दिग् चतुष्केषु ।
क्रमात् शुभोग्न्यादि सप्तकं ॥
चतुष्क प्रागुत्तरयोः प्रत्यग्याम्यो ।
मध्यौ मध्यौन्यथा परिघः ॥६१॥

अग्नि मारुतयोर्लग्ना । परिघातिष्टते महिं ॥
देवा अपि न लंघति । मानवा न च दानवाः ॥६२॥

ભાવાર્થઃ—પુર્વ દિશા આદિ લઇને નામપુર્વક કૃતિકા નક્ષેત્રથી સાત સાત નક્ષેત્રઃ દીશાઓમાં મુકીએ, અને પરીઘ યોગ માસમાં જે નક્ષેત્ર ઉપર પરીઘ યોગ હોય તે પરીઘ યોગ ઉલ્લંઘન કરીને તે દીશામાં ન જવું. તે દિશા દેવતા, દૈત્ય તથા મનુષ્ય એ સર્વેને વર્જિત છે. ॥ ૬૧-૬૨ ॥

અથ શ્રી પરીઘ યોગ યંત્ર.

## अथ श्री गमन मुहूर्त विचार.

सर्वदिग् गमने हस्त । श्रवण रेतीद्वयं ॥
मृग पूष्यं च सिद्धिस्यु । कालेषु निषिलेक्कपि ॥६३॥

ભાવાર્થઃ—ગમન મુહૂર્તમાં ચારે દીશાઓમાં જવાનાં નક્ષેત્રોનાં નામઃ—હસ્ત, શ્રવણુ, રેવતી, મૃગશીર્ષ, પુષ્ય. એ નક્ષેત્રો સીદ્ધિદાયક છે. ॥ ૬૩. ॥

## अथ श्री दीशाशूल विचार.

न गुरु दक्षिणां गच्छेत् । न पूर्वा शनि सोमयो ॥
शुक्रार्कयो प्रतिचीनां । नोतरां बुध भौमयो ॥६४॥

ભાવાર્થઃ—ગુરૂવારે દક્ષીણુ દીશામાં દિશાશુલ માટે તે દિશામાં ન જવું. શનીવારે તથા સોમવારે પુર્વ દીશામાં દીશાશુલ માટે તે દિશામાં ન જવું. શુક્રવારે તથા રવીવારે પશ્ચીમ દીશામાં દીશાશુલ માટે તે દીશામાં ન જવું. બુધવારે તથા મંગળવારે ઉત્તર દીશામાં દીશાશુલ માટે તે દીશામાં ન જવું. જો કદી તે દીશાશુલ સામું જવું પડે તો નીચેનાં કાર્યો કરીને જવું. ॥ ૬૪ ॥

### અથ શ્રી દિશાશૂળ યંત્ર.

| | | |
|---|---|---|
| | પૂર્વ દિશા. શની તથા સોમવારે. | |
| ઉત્તર દિશા બુધ તથા મંગળવારે | અથ શ્રી દિશાશૂળ યંત્ર. | દક્ષિણુ દિશા ગુરૂવારે. |
| | પશ્ચિમ દિશા શુક્ર તથા રવીવારે. | |

## अथ श्री दिशाशूलना भंग विषे.

रवि तंबोल मयं कह दप्पण ।
धाणा चावो धरणिनंदन ॥

गुल राउत दहीं गुरुवारइं ।
राइ चावो शुक्रहवारे ॥
जो शनिश्चर विडंगमचावइं ।
सव्वे कज्ज करे घरिआवइं ॥ ६५ ॥

**ભાવાર્થઃ**—દશાશૂળ સન્મુખ જરૂરીઆત કામ માટે જવું પડે તો નીચેની ચીજનો ઉપયોગ કરી જવામાં દશાશુળનો દોષ નથી.

રવીવારે તાંબુલ (પાન) ખાઈને જવું.

સોમવારે દર્પણમાં મુખ જોઈને જવું.

મંગળવારે ધાણા ખાઈને જવું.

બુધવારે ગોળ ખાઈને જવું.

ગુરૂવારે દહીં ખાઈને જવું.

શુક્રવારે રાઈ ખાઈને જવું.

શનિવારે વાવડીંગ ખાઈને જવું.

એ પ્રમાણે વાર પ્રમાણે શુકન સાંધીને જાય તો કાર્યની સીદ્ધિ થાય. ॥ ૬૫ ॥

## अथ श्री विदिशा दिशाशूल विषे.

मंगले मारुते शूलं । इशाने बुध शनिश्चरौ ॥
नैहते शूक्र सूर्यास्यां । अग्नेयो गुरु सोमयो ॥६६॥

**ભાવાર્થઃ**—મંગળવારે વાયવ્ય ખૂણામાં દશાશૂળ હોય છે. બુધવારે, શનીવારે ઇશાન ખૂણામાં દશાશુળ હોય છે. શુક્રવારે, રવીવારે નૈઋત્ય ખૂણામાં દશાશુળ હોય છે. ગુરૂવારે, સોમવારે અગ્નિ ખૂણામાં દશાશુળ હોય છે. ॥ ૬૬ ॥

## अथ श्री विदिशा दिशाशूलना परिहार विषे.

श्रीखंड दधी मृत् सर्पि । पृष्टि तेल स्वलक्रमात् ॥
वारेर्कादौ सदा वंद्या । दिग् शूला च शूभे दिने ॥६७॥

ભાવાર્થઃ—વિદિશા દશાશૂળમાં સામા જતાં નીચેના પદાર્થ વાપરીને જવાથી દશાશૂળનો દોષ નથી.

રવીવારે સુખડનું તીલક કરીને જવું.
સોમવારે દહીંનું તીલક કરીને જવું.
ગુરૂવારે લોટનું તીલક કરીને જવું.
શુક્રવારે તલ ખાઇને જવું.
શનીવારે ખોળ ખાઇને જવું.
મંગળવારે મૃતિકા (માટી)નું તીલક કરીને જવું.
બુધવારે ઘીઇનું તીલક કરીને જવું.

## अथ श्री नक्षेत्र दिशाशूल विषे.

पूर्वास्यामाषाढा । श्रवण धनिष्ठा विशाखायाम्यं ॥
पूषो मूलं प्राच्यं । हस्त उदित्यां च धिश्न शूलानि॥६८॥

ભાવાર્થઃ—પુર્વાષાઢા નક્ષેત્રમાં પુર્વ દીશામાં ન જવું; શ્રવણ, ધનિષ્ઠા, વિશાખા નક્ષેત્રમાં દક્ષીણ દીશામાં ન જવું; પુષ્ય, મુળ એ બે નક્ષેત્રમાં પશ્ચીમ દીશાએ ન જવું; હસ્ત નક્ષેત્રમાં ઉત્તર દીશાએ ન જવું. વિશેષ નીચેના ચાર નક્ષેત્રો ચાર દીશાએ જરૂર વર્જવા. ॥ ૬૮. ॥

## अथ श्री नक्षेत्र शूल विषे.

उत्तरे हस्त दक्षिण चित्ता ।
पूर्वे रोहिणी सुणेरे मित्ता ॥

पश्चिमे श्रवणा मकरा सगमणा ।
हरिहर बंभ पूरंदर निश्चे मरणा ॥६९॥

ભાવાર્થઃ—ઉત્તર દીશામાં હસ્ત નક્ષત્રમાં ન જવું. ચિત્રા નક્ષત્રમાં દક્ષીણ દીશામાં ન જવું. પુર્વ દીશામાં રોહિણી નક્ષત્રમાં ન જવું. પશ્ચીમ દીશામાં શ્રવણ નક્ષત્રમાં ન જવું. જો જાય તો બ્રહ્મા, ઇંદ્ર પણ તેને મોતથી બચાવે નહીં. નિશ્ચે મૃત્યુ થાય. ॥૬૯॥

**કેટલાક આચાર્યનો નક્ષેત્ર શૂળમાં નીચે પ્રમાણે મત છે.**

ज्येष्टा भद्रपदा पूर्वा । रोहिणी उत्तराफाल्गुणी ॥
पूर्वादिषुक्रमात् कीला । गतस्येतेषुनागतः ॥७०॥

ભાવાર્થઃ—જયેષ્ટામાં પુર્વ દીશામાં ન જવું. પુર્વાભાદ્રપદમાં દક્ષીણ દીશામાં ન જવું. રોહિણીમાં પશ્ચીમ દીશામાં ન જવું. પુર્વાફાલ્ગુણીમાં ઉત્તર દીશામાં ન જવું. એ પ્રમાણે જો જાય તો પાછો ન આવે, એમ કેટલાક આચાર્યો કહે છે. ॥ ૭૦ ॥

## अथ श्री योगिनी विचार.

पूर्विं पडिवा नवमि । तइ अएगारसी अग्गीअ ॥
दाहिण पंचम तेरसि । वारसि चउच्छीय नेरइए ॥७१॥
पश्चिम छट्टी चउदशी । सप्तमि पाडि पुनवायवे कूणे ॥
दशमि बिया उत्तर । अठमि अमावसि ईसाणे ॥७२॥

ભાવાર્થઃ—એકમ, નોમે પુર્વ દીશામાં યોગીનીનું ઘર જાણવું. ત્રીજ, અગીઆરશે અગ્ની ખૂણામાં યોગીનીનું ઘર જાણવું. પાંચમ, તેરશે દક્ષીણ દીશામાં યોગીનીનું ઘર જાણવું. ચોથ, બારશે નૈઋત્ય ખૂણામાં યોગીનીનું ઘર જાણવું. છઠ્ઠ, ચોદશે પશ્ચિમ દીશામાં યોગીનીનું ઘર જાણવું. સાતમ, પુનમે વાયવ્ય ખૂણામાં યોગીનીનું ઘર જાણવું. બીજ, દશમે ઉત્તર દીશામાં યોગીનીનું ઘર જાણવું. આઠમ, અમાસે ઈશાન ખૂણામાં યોગીનીનું ઘર જાણવું.

# अथ श्री योगीनीनां नाम तथा वाहन.

प्राच्यां ब्रह्माणी । कौबेर्या माहेश्वरी ॥
आग्नेयो कौवेरी । नैरुत्यां नारायणी ॥
याम्या वाराही । वारुण्यां इंद्राणी ॥
वायव्यां चामुंडा । इशाने महालक्ष्मी ॥
योगिनी तिथी संप्राप्तं । संग्रामे सन्मुखी त्यजेत् ॥७३॥
योगिनी नाम धज धर्मोस्तथा सिंहो ।
स्वांन वृषभ खरो गजा ॥
ध्वांक्षश्चैव क्रमेणैव । क्षेत्रपाला प्रकिर्त्तिता ॥७४॥

ભાવાર્થઃ—પુર્વ દીશામાં યોગીની બ્રહ્માણી નામે છે.
પશ્ચિમ દીશામાં યોગીની મહેશ્વરી નામે છે.
અગ્નિ ખૂણામાં યોગીની કુબેરી નામે છે.
નૈઋત્ય ખૂણામાં યોગીની નારાયણી નામે છે.
દક્ષિણ દીશામાં યોગીની વારાહી નામે છે.
ઉત્તર દીશામાં યોગીની ઇંદ્રાણી નામે છે.
વાયવ્ય ખૂણામાં યોગીની ચામુંડા નામે છે.
ઈશાન ખૂણામાં યોગીની મહાલક્ષ્મી નામે છે.
પરદેશ જવામાં જમણી તથા સન્મુખની યોગીની ત્યજવી.

## અથ શ્રી યોગીનીનાં વાહનનાં નામ.

૧. ધ્વજ, ૨. ધર્મ, ૩. સિંહ, ૪. શ્વાન, ૫. વૃષભ, ૬. ખર, ૭. હાથી, ૮. ધ્વંશઃ એ આઠ યોગીનીનાં વાહન પુર્વ દીશાથી અનુક્રમે ગણી લેવા. ॥ ૭૩–૭૪ ॥

## अथ श्री योगीनीनुं फल.

योगीनी सुखदा वामा । पृष्टे वंछित दायनि ॥
दक्षिणे धन हंताश्च । सन्मुखो मरणं प्रदा ॥७५॥

ભાવાર્થઃ—ડાબી યોગીની સુખની આપવાવાળી છે, પુંઠની યોગીની મન વન્ચ્છિત કાર્ય સીદ્ધ કરવાવાળી છે, જમણી યોગીની ધનનો નાશ કરવાવાળી છે, સન્મુખ યોગીની મર્ણાંત કષ્ટ આપવાવાળી છે. ॥ ૭૫ ॥

## अथ श्री ग्रहनां वाहननो विचार.

रवि रिख सिरि धरियां । नाम रुषाय जो नवई भागं ॥
वियायां नव वाहण । लहियां फलहि सव्वाइं ॥७६॥

शशिरिख सिरि धरियां ।
नाम रिखाय यजो नवई भागं ॥
विवायं नव वाहण । लाहिये फलहि सव्वाइं ॥७७॥

तिथी वारं च नक्षत्रं । नम नक्षत्र संयुतं ॥
नव भिस्तु हरेत् भागं । शेष वाहन मुच्यते ॥७८॥

ભાવાર્થઃ—સુર્ય નક્ષત્ર ૧૩ તથા ૧૪ દીવસનાં હોય છે. તે નક્ષત્રથી પોતાના નામ નક્ષત્ર સુધી ગણવું, અને જે આંક આવે તેને નવે ભાગતાં બાકી રહે તે વાહન સમજવું. તેમાં શની, રાહુ અને ગુરૂ એ ત્રણનું જાણવું. બીજા ગ્રહોને માટે ચંદ્રમાં જે નક્ષત્ર ઉપર જે દીવસે હોય તેથી નામ નક્ષત્ર સુધી ગણવું. તેને નવે ભાગ દેતાં બાકી રહે તે વાહન. તેમાં મંગળ, બુધ, રવી, શુક્ર, એ ચાર ગ્રહનું વાહન જાણવું. હવે બીજી રીત ગણવાની કહે છે. જે દીવસે જે ગ્રહ જે રાશી ઉપર બેસે તે

દીવસની તીથી, વાર, નક્ષત્ર અને પોતાના નામના અક્ષર નાંખવા. એકમથી તીથી ગણવી, રવીવારથી વાર ગણવો, અશ્વનીથી નક્ષત્ર ગણવું, અને જે આંક આવે તેને નવે ભાગ દેતાં શેષ રહે તે વાહન. ॥ ૭૬–૭૮ ॥

## अथ श्री नव ग्रहना नव वाहन अने तेनुं फळ.

खर हय गय मेशाय । जंबू सिंहे अकागमोराइं ॥
हंसोयं नव वाहण । नारद पुछेइहरि कहियं ॥७९॥
लच्छी हीणं रासभं । धन लाभोहय गएहिसु अबहूअं ॥
मेसे मरणंकीरइ । जंबू सुह हरई सव्वाइं ॥८०॥
सिंहो इपि सुण मरणं । कागो दुह कारई विसेसं ॥
मोराइं अथ्थ लाभं । हंसो सुह सयण वढेइ ॥८१॥

ભાવાર્થઃ—૧. ખર, ૨. ઘોડો, ૩. હાથી, ૪. બોકડો, ૫. શિયાળ, ૬. સિંહ, ૭. કાગડો, ૮. મોર, ૯. હંસ; એ નવ વાહન અનુક્રમે સમજવા. હવે તેનું ફળ કહે છેઃ—

ગધેડાનું વાહન હોય તો લક્ષ્મીની હાની કરે, ઘોડાનું વાહન હોય તો ધનનો લાભ કરે, હાથીનું વાહન હોય તો સુખ આપે, બોકડાનું વાહન હોય તો મર્ણાંત કષ્ટ થાય, શિયાળનું વાહન હોય તો સુખનો નાશ કરે, સિંહનું વાહન હોય તો મરણ થાય, કાગડાનું વાહન હોય તો ઝેરની ઉપાધી થાય, મોરનું વાહન હોય તો ધનનો લાભ થાય, હંસનું વાહન હોય તો સુખ આપે. ૭૯–૮૧.

## अथ श्री राहू विचार.

अष्टासु प्रथमाद्येषु ।
प्रहरार्द्धेष्ट हर्निता ॥

पूर्वस्यां वामतो राहू ।
स्तुर्यं तुर्यां व्रजे दिशं ॥ ८२ ॥

जयाय दक्षिणे राहू ।
योगनी वामतः स्थिता ॥
पृष्टतोधय मप्येतत् ।
चंद्रमा सन्मुख सुनः ॥ ८३ ॥

मिगसर पोसह अने वली माह ।
पूर्व दिशीने रुंधइं राहू ॥
फागुण चैत्र अने वैशाख ।
दक्षिण दिशीने रुंधइं राहू ॥ ८४ ॥

जेठ असाढ अने श्रावण सही ।
पश्चिम दिश राहूनी वही ॥
भाद्रव आसो कार्तिक जांण ।
उत्तर दिशी राहूनो प्रमांण ॥ ८५ ॥

इण दिशजिको जाइ उचली ।
सही दुख पांमे कष्ट ते वली ॥
तिण दिशी गृह गांमेतर करे ।
सो नर चिंता शोक करि मरे ॥ ८६ ॥

गढ मढ मांदिर पोल पगार ।
साहमे राहन कीजे बार ॥

मरे कलत्रके निर्द्धन होय।
एह पटंतर राहूनो जोय ॥ ८७॥

**ભાવાર્થઃ**—રાહુની વામ ગતિ છે, એટલે અવળી ગતિ સમજવી. પુર્વ દીશા આદ્ય લઇને ચાર ચાર ઘડી દીશી વિદીશી, તેમા ચોથી ચોથી દીશામાં ચાર ચાર ઘડી રહે છે. તે રાત્રી તથા દિવસમાં. તેનું ઉદાહરણઃ—સૂર્યોદયથી ચાર ઘડી દિવસ સુધી પુર્વ દીશામાં રાહુ રહે છે. પછી ચાર ઘડી વાયવ્ય ખૂણામાં રહે છે. પછી ચાર ઘડી દક્ષિણ દીશામાં, ચાર ઘડી ઈશાન ખૂણામાં, ચાર ઘડી પશ્ચિમ દીશામાં, ચાર ઘડી અગ્નિ ખૂણામાં, ચાર ઘડી ઉત્તર દીશામાં તથા ચાર ઘડી નૈઋત્ય ખૂણામાં રહે છે. હવે રાહુનું ફળ કહે છેઃ—

જમણો રાહુ હોય તો જય કરે, યોગની ડાબી સારી, પુંઠે રાહુ તથા યોગની હોય તો બહુ સારી, અને ચંદ્રમા સામો સારો. એવું મુહૂર્ત લઇને ગમન કરે તો સુખ સંપત્તિ મળે. હવે માસિક રાહુ કહે છેઃ—

માગશર, પોષ, માહ એ ત્રણ માસમાં પુર્વ દીશામાં રાહુ હોય છે. ફાગણ, ચૈત્ર, વૈશાખ એ ત્રણ માસમાં દક્ષીણ દીશામાં રાહુ રહે છે. જેઠ, અષાડ, શ્રાવણ એ ત્રણ માસમાં પશ્ચિમ દીશામાં રાહુ રહે છે. ભાદરવો, આસો, કારતક એ ત્રણ માસમાં ઉત્તર દીશામાં રાહુ રહે છે. જે દીશામાં રાહુનું ઘર હોય તે દીશામાં ન જવું. જો જાય તો કષ્ટ પામે. તે દિશામાં નવા ઘરમાં અગર પોતાનું ઘર છોડી બીજા ઘરમાં તથા બીજા ગામમાં વાસ કરે તો ચિન્તા, શોક ઉપજે. નગરનો કોટ, કિલ્લો, નવું ઘર, પોળ વગેરે કરવું હોય તો રાહુની દીશા ટાળીને કરવું. જો રાહુની દીશામાં કરે તો સ્ત્રી મરે અથવા ધન જાય અથવા કુટુંબથી કલેશ થાય. એ રાહુનું પ્રમાણ શાસ્ત્ર પ્રમાણે જાણવું. વિશેષ સમજણ નીચેના યંત્રથી જોઇ લેવી. ॥૮૨-૮૭॥

## અથ શ્રી રાહુ યંત્ર.

| | | |
|---|---|---|
| ઇશાન ખૂણામાં ચોથી ચાર ઘડી. | પૂર્વ દિશામાં પહેલી ચાર ઘડી | અગ્નિ ખૂણામાં છઠ્ઠી ચાર ઘડી |
| ઉત્તરમાં સાતમી ચાર ઘડી. | દિન રાહુ ચક્રની ઘડીની સમજ. | દક્ષિણ દિશામાં ત્રીજી ચાર ઘડી. |
| વાવ્ય દિશામાં બીજી ચાર ઘડી. | પશ્ચિમમાં પાંચમી ચાર ઘડી. | નૈરૂત્યમાં આઠમી ચાર ઘડી. |

| | | |
|---|---|---|
| ઇ. | પુ. ધન,મકર, કુંભ | અ. |
| ઉ. કન્યા,તુલા વૃશ્ચિક. | સંક્રાંત રાહુ ચક્ર. | દ મીન મેષ વરખ |
| વા. | પ. મિથુન,કર્ક સિંહ. | નૈ |

| | | |
|---|---|---|
| ઇ | પુ. માગશર, પોષ, માહ | અ. |
| ઉ. ભા.આ. કા. | માસ રાહુ ચક્ર | દ. ફા. ચ. વૈ. |
| વા. | પ જે. અ શ્રા | નૈ. |

## अथ श्री स्वरोदय विचार.

प्राह प्रवेशे वह नाडि पादं ।
कृत्वा पूरो दक्षिणमर्कविंत्र ॥
गच्छेत शुभायारि वद्धे तु सूर्य ।
पुष्टे रिपु सुन्य गतं च कुर्यात् ॥ ८८ ॥
शशि प्रवाहे गमनादिशस्तं ।

सूर्य प्रवाहे नहिं किंचिनापि ॥
प्रष्टुर्जयस्याद्वह माने भागे ।
रिक्ते तु भागे विफलं समस्तं ॥ ८९ ॥

ભાવાર્થ—સ્વરોદય એટલે નાસીકામાંથી વહેતો પવન. જમણી નાસીકામાંથી પવન નીકળતો હોય તો તેને **સુર્યનાડી**, ડાબીમાંથી વહેતો હોય તો તેને **ચંદ્રનાડી** અને બન્નેમાંથી વહેતો હોય તો તેને **સુષુમ્ણા** કહે છે. હવે તેમાં પ્રથમ પરદેશ જતી વખતે જે નાસીકામાંથી પવન વહેતો હોય તેજ તરફનો પ્રથમ પગ ઉપાડી–આગળ મુકીને ચાલવું, તેમજ ગામમાં પ્રવેશ કરતાં પણ તેજ પ્રમાણે પગ મુકવો. જીત મેળવવાના કામમાં જવું હોય તો સુર્ય નાડી સારી સમજવી; પણ વિવાદ વખતે શત્રુને જમણી બાજુ અથવા પુઠે રાખી વિવાદ કરવો. વળી બીજી રીત કહે છેઃ—

સ્થિર કામમાં ચંદ્ર નાડી વહેતી વખતે ચાલવું સારૂં છે. ઉતાવળા કામમાં સુર્ય નાડી ચાલવામાં સારી છે. સુષુમ્ણા નાડીમાં કોઇ કામમાં ચાલવું નહીં; માત્ર ધર્મધ્યાન કરીએ તો સારી રીતે થાય. વળી કોઈ પ્રશ્ન પુછે, કે અમુક કામ સિદ્ધ થશે ? તો જે નાડી વહેતી હોય તે તરફ ઉભો રહી પુછે તો સીદ્ધિ સમજવી, અને વિપરીત પુછે તો કાર્યની હાની સમજવી. ॥ ૮૮–૮૯ ॥

## अथ श्री विशेप काम वार स्वरोदय विचार.

गमणो गिहप्पवेशं । वच्छ संगाणं च सामि दंशणयं ॥
महकम धम्मकारण । वामा शशि नाडि सुह भणिया॥९०॥
संग्रामे युद्द कामे । विजारंभे विवाह विवहारं ॥
भोअण सुरइ पसंग्गे । दाहिण रवि नाडि सुह भणिया॥९१॥

पुवुत्तर दिशि सुलं । हवइ गमण वजयं ॥
रवि नाडी दिशा शूलं । पश्चिम दक्षिण वजियं गमणं॥९२॥
शशि शूरवाम दाहिण । नाडी वहमाण शशी हवइ पुत्ती ॥
रवि नाडी पुत्तरु भयं । गप्भाविणा संसुए भणियं ॥९३॥
रइदाणे वहे नाडी । ससी तहइसुआउ कप्पति ॥
सूरे नाडी पुत्तं । गप्भं न धरे इउ भएहि ॥९४॥

रविं वल ससि वल तमह वल ।
तारावलंपमुह सव्व अवगणियं ॥
ससि सुर गहि असुरयं ।
ठवियं सो पयाहि अग्गेहिं ॥९५॥

नीशे शशीवासर शूरं । गमणं करेइ वजइ तुरं ॥
जेजे वहइ पूरं । ते ते पय ठवियरिउ दूरं ॥९६॥

ભાવાર્થઃ—ઘર પ્રવેશ, સારી વસ્તુ ગ્રહણ કરવામાં, નવિન વસ્ત્ર પહેરવામાં, રાજાને મુજરો કરવામાં, મીત્રતા કરવામાં, અને ધર્મ કાર્યો કરવામાં **ચંદ્રનાડી** લેવી.

વિવાદ કરવામાં, વિદ્યા આરંભમાં, વિવાહમાં, વેપારમાં, ભોજન કરવામાં, અને સાંસારીક સુખમાં, **સુર્યનાડી** લેવી.

હવે નાડીની દીશાઓ કહે છે. ચંદ્રનાડીમાં પૂર્વ તથા ઉત્તર દીશામાં ન જવું. સુર્ય નાડીમાં પશ્ચીમ તથા દક્ષીણ દીશામાં ન જવું. ચાલતી નાડીમાં પુત્ર પુત્રીનું પ્રશ્ન કરે તો સુર્ય નાડીનો પુત્ર અને ચંદ્ર નાડીની પુત્રી કહેવી (સમજવી). સાંસારીક સુખમાં ચંદ્ર નાડીમાં પુત્રી ગર્ભ થાય, અને સુર્ય નાડીમાં પુત્ર ગર્ભ થાય. સ્વરોદય જોઈને ચાલનારને કોઈ પણ જાતના મુહૂર્ત કે ચંદ્ર બળ જોવાની જરૂર નથી.

વળી કેટલાક આચાર્યો એમ પણ કહે છે, કે દક્ષીણ, પશ્ચિમ દીશામાં સુર્ય નાડીમાં જવું હોય તો જમણો પગ પ્રથમ ત્રણ પગલાં સુધી ઉપાડી ચાલી જવું. ચંદ્ર નાડીમાં પુર્વ તથા ઉત્તર દીશામાં જવું હોય તો ડાબા પગનાં ચાર પગલાં પ્રથમ ઉપાડી આગળ ચાલી જવું.

રાત્રીમાં ડાબી નાડી વહેતી હોય તો સારી જાણવી, અને દીવસમાં જમણી નાડી વહેતી હોય તો સારી જાણવી. વળી ચાલતી વખતે કોઇ વાજીંત્ર વાગતું હોય અને તે વાજીંત્રનો સ્વર પુરો થયે પગ ઉપાડી મુકીએ તો કામ સીદ્ધ થાય. એ સર શુકન કહીએ. ॥ ૯૦-૯૬ ॥

## अथ श्री सूर्यना वासा विषे.

याम युग्मेषु रात्र्यांत । यामात्पूर्वादि गोरवि ॥
यात्रा स्मिन् दक्षिणे वामे । प्रवेशे पृष्टके ङयं ॥९७॥
न तत्रां गारको विष्टि । व्यतिपातो न वैधृति ॥
सिध्यंति सर्वं कार्याणि । यात्रायां दक्षिणे रवौ ॥९८॥

ભાવાર્થઃ—પુર્વ દીશાથી એક એક પહોર એક દીશા, વિદીશામાં સુર્ય રહે છે. તે ચાલવામાં તથા જાત્રામાં ડાબો તથા જમણો સારો અને પુંઠનો તથા સન્મુખનો વર્જ્યો. ચાલવામાં ઉપરનો બતાવેલો સૂર્ય હોય તો સર્વે દોષ દૂર કરે છે. તે મંગળ, વ્યતિપાત, વૈધૃત, ભદ્રા એ સર્વે દોષને દૂર કરી સર્વે કામની સીદ્ધ કરે છે. ॥ ૯૭-૯૮ ॥

## अथ श्री काल पास विचार.

प्रतिदिनमेकेकस्यां । दिशिपासः सन्मुखोस्य कालस्यात् ॥
प्राच्यां शूक्ल प्रतिप्रदा । मारभ्य ततः क्रमात्पास्यौ ॥९९॥

जो उगे सो पूर्व्वदिजे । इस छोडिने सृष्ट गणिजे ॥
जोसीएममझंषोआल । जिहांशनिश्चरतिहांहूवेकाल ॥१००
आदित्ये उतरे कालं । सोमे कालं च वायवे ॥
भोमे च पश्चिमे कालं । बुधे नैऋत्यमेव च ॥१॥
न गुरु दक्षिणां गच्छेत् । आग्नेयां शुक्रमेव च ॥
पूर्वं शनिश्चरेज्ञया । काल पास विनिर्दिशेत् ॥२॥

**ભાવાર્થઃ**—શુકલપક્ષમાં એકમથી, પૂર્વ દીશાથી અનુક્રમે ગણુતાં આઠ દીશામાં આઠ કાળ પાસ આવે છે તે નીચે પ્રમાણેઃ--

શુકલપક્ષમાં એકમે પુર્વ દીશામાં કાળ, બીજે અગ્નિ ખૂણામાં કાળ, ત્રીજે દક્ષીણ દીશામાં કાળ, ચોથે નૈઋત્ય ખૂણામાં કાળ, પાંચમે પશ્ચિમ દીશામાં કાળ, છઠ્ઠે વાયવ્ય ખૂણામાં, સાતમે ઉત્તરમાં, આઠમે ઇશાનમાં. એ પ્રમાણે ફરી ફરી મુકતા જે તીથીએ જે દીશામાં કાળ આવે તે દીશા વર્જવી. હવે વાર કાળ પાસ કહે છે.

જે વાર વર્તમાન દીવસે હોય તે વાર પુર્વ દીશામાં મુકીને ગણુવું. દીશી, વિદીશી ગણુતાં ઇશાન ખૂણો વર્જીને જે દીશામાં શનીવાર હોય તે દીશામાં કાળ સમજવો. જેમકે, ગુરૂવાર છે તો તે ગુરૂવારને પૂર્વ દીશામાં મુકી ગણુતાં પૂર્વમાં ગુરૂ, અગ્નિમાં શુક્ર, દક્ષિણુમાં શની, એ પ્રમાણે સમજવું કે ગુરૂવારે દક્ષીણુ દીશામાં કાળ આવ્યો, અને એમ સર્વેમાં ગણી લેવું. કાળ પાસનો ત્રીજો પ્રકાર હવે કહે છે.

રવિવારે ઉત્તર દીશામાં, સોમવારે વાયવ્ય ખૂણામાં, મંગળવારે પશ્ચિમ દીશામાં, બુધવારે નૈઋત્ય ખૂણામાં, ગુરૂવારે દક્ષિણુ દીશામાં, શુક્રવારે અગ્નિ ખૂણામાં, અને શનીવારે પૂર્વ દીશામાં કાળ પાસ જાણુવો. ॥ ૯૯–૧૦૨ ॥

# अथ श्री वत्स विचार.

कन्यात्रये स्थितेर्के । प्राच्यां धनुर्ष त्रये तुयाम्यायां ॥
मिन त्रये प्रतिच्यां रवे । मिथुन त्रये तुकोबेर्या ॥ ३ ॥
वत्सोभ्युदयतियस्मिन्न । सन्मुखं शस्यते प्रवास विधि ॥
चेत्यादिनांद्वारं । नार्चादिनां प्रवेशंश्च ॥ ४ ॥
वत्सोतिय संक्रांति । कन्या तुल वृश्चिकेहिं उगए पुव्वि ॥
धन मकर कुंभ दक्षिण । पश्चिम मिनेहिच्छगवसहं ॥ ५ ॥
मिथुने कर्कटे सिंहो । उत्तर मुह वच्छवसइनहू ममणं ॥
न हू चेइ अधरवार । विंबं न धरेइ निवेशं च ॥ ६ ॥
अग्रतो हरते आयु । पृष्टतो हरते धनं ॥
वाम दक्षिणतो पार्श्वं । सर्व कार्यार्थ साधकः ॥ ७ ॥
वत्साचार न जानंतो । गृह प्राकार मेव च ॥
कुलक्षयार्थ हानिश्च । रोग संतापकारकः ॥ ८ ॥
पंचशीर्ष त्रयं पुछ । नव नाभि पद षोडस ॥
त्रिणशतानिषष्टानि । शृंगः कर शतानि च ॥ ९ ॥

ભાવાર્થઃ—કન્યા, તુલા, વૃશ્ચિક સંક્રાંતીમાં પૂર્વ દીશામાં વચ્છ રહે છે. ધન, મકર, કુંભ સંક્રાંતીમાં દક્ષીણ દીશામાં વચ્છ રહે છે. મીથુન, કર્ક, સિંહ સંક્રાંતીમાં ઉત્તર દીશામાં વચ્છ રહે છે. મીન, મેષ, વરખ સંક્રાંતીમાં પશ્ચિમ દીશામાં વચ્છ રહે છે. વચ્છ જે દીશામાં ઉગે તે દીશામાં સામું ગમન ન કરવું તથા મંદિર, ઘર બંધાવવું હોય તો તે દીશામાં બારણું ન મુકવું. પુજા, પ્રદેશ, અનુષ્ટાનાદિકમાં સન્મુખ ન બેસવું. એ પ્રમાણે વચ્છ

વિચાર જાણવો. ઘરમાં પ્રવેશ પણ ન કરવો. હવે તેનું ફળ કહે છે. સન્મુખ વચ્છ હોય તો આયુષનો નાશ કરે, પુઠે વચ્છ હોય તો ધનનો નાશ કરે, ડાબો તથા જમણો વચ્છ સર્વ કાર્યની સીદ્ધિ કરે. વચ્છ વિચાર જાણ્યા વિના ઘર બંધાવે, કિલ્લો બંધાવે, બારણું બેસાડે તેમાં વચ્છ સામો હોય તો કુળનો ક્ષય કરે, શોક સંતાપ ઉદ્વેગ કરે, માટે જોઈને કામ કરવું શ્રેષ્ટ છે. હવે વચ્છનું રૂપ કહે છે. વચ્છને પાંચ માથા, ત્રણ પુંછડી, નવ નાભી, સોળ પગ, ત્રણ સેં સાઠ શીંગડાં છે. તે શીંગડું સો સો હાથનું ઊંચું છે. એ પ્રમાણે વચ્છનું સ્વરૂપ કહ્યું છે, માટે કાર્ય વખતે વચ્છ જોઇ કામ કરવું અને તેમાં ઘણી સંભાળ રાખવી.

## अथ श्री शुक्र विचार.

उदयतियादियस्यं याति यत्र भ्रमाद्धा ।
विचरति सचक्रे येषु दिग्धारवेषु ॥
त्रिविध मिह सितस्य प्रोच्यते सन्मुखत्वं ।
मुनिभि रुदय एव तज्यते तत्र यत् नान् ॥१०॥
सन्मुखे लोचनाहंति । दक्षिणो शुभकारकः ॥
पृष्टि लग्नश्चवामश्च । प्रोक्त शुक्र शुभो बुधौ ॥११॥
शुक्र प्राच्यां द्वयसर युगान् । २५४ वासरांस्तत्रचास्तं ॥
याते मासः द्वितिय सहित। नवससनद्वाशेवसुधिभिः॥१२॥
षट्पंचधी, २५६ प्रमित । दिवसान् तिष्टते तु प्रतिच्यां ॥
अस्तंयातोत्रचपुल । रसौवासरान् यक्ष संख्यान् ॥१३॥
भिगु पुवेहि उग्गहि । दिहाबावनविसय अच्छवणं ॥
पण पक्षाति दिहिउणा । पुव्व दिसितिनिब्बायाला ॥१४॥

अठ मास पुव्वइं दिन बारह ।
एह प्रमाणं अछइं भृगुतारह ॥
नष्ट रहे तिहां दिवस बहूत्तरि ।
तामह गमण करे पच्छितंरि ॥१५॥

दुनिसय सतसठि दिन्न । पश्चिमेषुक्रतव्वेण ॥
दह दिहावोलं करइं । तह पुव्व दिसइं उग्गईं ॥१६॥

**ભાવાર્થઃ**—શુક્ર જે દિશામાં ઉગે તે દિશામાં ગમન ન કરવું. સન્મુખ શુક્રમાં ચાલે તો આંખે નુકશાન થાય, જમણો શુક્ર હોય ને ચાલે તો અશુભ કાર્ય કરે, પાછળ તથા ડાબો શુક્ર હોય તો શુભ કરે. શુક્ર પૂર્વ દિશામાં ઉગે તો બસેં ચોપન દિવસ પૂર્વ દિશામાં રહે પછી અસ્ત પામે. તે બે માસ તથા બાર દિન સુધી અસ્ત રહીને પછી પશ્ચિમ દિશાએ ઉગે. તે બસેં ને છપ્પન દિવસ ઉગેલો રહે, ને તેર દિન ત્યાંજ અસ્ત રહે ને પછી પૂર્વમાં ઉદય પામે. શુક્ર પૂર્વમાં ઉગેલો બસેં બાવન દીવસ રહે પછી પૂર્વમાં અસ્ત રહે. તે પાંચ પખવાડીયાં ને ત્રણ દિવસ ( ૭૮ દિવસ ) રહે. હવે બીજે પ્રકારે શુક્ર કહે છે. શુક્ર પૂર્વમાં ઉગેલો આઠ માસ ને બાર દિવસ રહે. અસ્ત બોત્તેર દિન પૂર્વમાં રહે, પછી પશ્ચિમમાં ઉગેલો બસો ને સડસઠ દીન રહે. તે પછી દશ દીન અસ્ત રહી પછી પૂર્વ દીશામાં ઉગે. ॥ ૧૦-૧૬. ॥

## अथ श्री शुक्र उगवानुं मास फल.

सवि सुख चित्त मासे । जिठे आणंद जलहि आसाढे ॥
बहू सीय पोस माहे । भाद्र वैशाखे पशु पीडा ॥१७॥
विग्गहकात्ति फग्गुण । मगसिरनिवभंगपरंजह्नुहि आसो ॥
अन्न महघ श्रावण । अच्छि भृगुएरिसं अंगं ॥१८॥

भिगु चखू वाम कांणय । दाहिण चखू रेवयातिन्नि ॥
कित्तिगरिखा इग पय । अंधो भिगुकरइनहुं दोसो,॥१९॥

**ભાવાર્થઃ**—શુક્ર ચૈત્ર માસમાં ઉગે તો સુખશાંતી આપે, જેઠ માસમાં ઉગે તો આનંદ કરે, અષાડમાં ઉગે તો વરસાદ સારો થાય, પોષમાં ઉગે તો ટાઢ ઘણી પડે, ભાદરવા તથા વૈશાખ માસમાં શુક્ર ઉગે તો પશુઓને પીડા ઘણી થાય, કારતક તથા ફાગણ માસમાં ઉગે તો વિગ્રહ કરે, માગશર માસમાં ઉગે તો રાજ્ય ભંગ કરે, આશોમાં ઉગે તો પ્રજાને દુઃખ, ભય કરે, શ્રાવણમાં ઉગે તો અન્ન મોઘું કરે. એવીજ રીતે શુક્ર અસ્તમાં પણ ઉપર પ્રમાણે ફળ આપે છે. હવે શુક્રનું રૂપ તથા ફળ કહે છે.

શુક્ર ડાબી આંખે કાણો છે, અને તે જમણી આંખે દેખે છે; માટે રેવતી નક્ષત્ર આદિ લઇને કૃતીકાના એક પાયા સુધી શુક્ર આવેલો રહે છે તે સમયમાં શુક્ર સન્મૂખ તથા જમણી દીશામાં હોય તો સૌભાગ્યવતી સ્ત્રી પીયરથી સાસરે જાય અથવા સાસરેથી પીયર જાય તેનો દોષ નથી. ॥ ૧૭–૧૯. ॥

## अथ श्री सौभाग्यवती स्त्रीने सासरे तथा पीयर जवानुं मुहूरत.

भर्तुस्थाना तुया नारी । गच्छंतु पितु मंदिरे ॥
देवसुप्ते शूक्र नष्टे । तत्र दोषो न दीयते ॥२०॥
हरि सुप्ते धन मीने । शूक्र सन्मुख दक्षिणे ॥
पति गृहे न गंतव्यं । गंतव्यं पितु मंदिरे ॥२१॥
पौश्नादि अग्निपर्यंत । जाव तिष्टति चंद्रामा ॥
तावत् शूक्रो भवत्यंधो । न दोषो सन्मुखेपि च दाक्षिणे॥२२॥

अप्रसुता यदा कन्या । प्रथमा गर्भ संयुता ॥
पितुस्थाना तुया नारी । न गच्छेत् पति मंदिरे ॥२३॥
गर्भणी श्रवते गर्भ । बालस्त्री म्रियते सुतं ॥
नववधु भवेद्वंध्या । नृप शीघ्रं विनस्यति ॥२४॥

ભાવાર્થ:—દેવ પોઢેલા હોય અને શુભ તીથી હોય તોપણુ સાસરેથી પીયર જવાનો દોષ નથી. પણ જો દેવ સુતા હોય અને ધન, મીન, સંક્રાંતી હોય તથા શુક્ર સન્મૂખ અથવા જમણો હોય તો પીયરથી સાસરે ન જવું, પણ સાસરેથી પીયર જઈ શકે છે.

રેવતી નક્ષેત્રથી કૃતીકાના એક પાયા સુધી ચંદ્રમા મેષ રાશીનો રહે ત્યાં સુધી શુક્ર આથમેલો રહે છે તે સમયમાં સ્ત્રીને પીયર કે સાસરે ગમે ત્યાં જવામાં દોષ નથી. વિશેષ સ્ત્રીને સાસરે જવામાં મુહૂર્ત વિસ્તારીને કહે છે.

જો શુક્રનો અસ્ત હોય તો પીયરથી સાસરે ન જવું. જો શુક્ર ડાબો તથા પૂંઠનો હોય તો જવામાં ઘણો સારો; પોતાની ઇચ્છા પ્રમાણે જઈ શકે છે. વળી શુક્ર જમણો તથા સન્મુખ હોય અને રેવતી નક્ષત્રથી મેષનો ચંદ્રમા રહે ત્યાં સુધીમાં ત્રણ દીવસમાં શુક્ર અંધ રહે છે તે સમયમાં જવામાં સ્ત્રીને દોષ નથી. પણ એટલું વિશેષ કે જે સ્ત્રીને બાળક ન થયું હોય અથવા ગર્ભવંતી સ્ત્રી હોય તે સ્ત્રીએ શુક્ર સન્મુખ તથા જમણો તજવો. જો જમણો શુક્ર તથા સન્મુખ શુક્રમાં ઉપર કહેલા આંધળા શુક્રના ત્રણ દીવસ વિના બીજા દીવસોમાં જાય તો ગર્ભનો વિનાશ થાય તથા તે સ્ત્રીના પતીને હાની થાય અથવા તે સ્ત્રી વંધ્યા થાય; બાળક હોય તો મરણ પામે; માટે ઉપર દેખાડેલા શુક્રમાં ન જવું. રાજાને પણ પરદેશ ગમન ન કરવું. જાય તો વિનાશ થાય. ॥ ૨૦–૨૪. ॥

# अथ श्री गुरु तथा शुक्रना अस्तमां तजवानां काम.

वापि कूप तडागंयाग गमनं क्षौरं प्रतिष्टाव्रतं ।
विद्या मंदिर कर्णवेधन महादानंवनंसेवनं ॥
तिर्थे स्नान विवाह देवसदनं मंत्रादि देवेक्षणं ।
इरेणैव युधिष्टिरेचास्तं गुरु भार्गवे　　॥२५॥
एक ग्रामे पुरे वापि । दुर्भिक्षे राज विग्रहे ॥
विवाहे तिर्थयात्रायां । षमि शुक्रो न विद्यते　॥२६॥
गर्भणी च सवत्सा च । नववधु भूप एव च ॥
यदिच्छेत्सफलं कार्यं । न गच्छेद्भृगु सन्मुखे ॥२७॥
शुक्रे नष्टे पतिहंति । गुरु नष्टे च कन्यका ॥
चंद्र नष्टे उभौहंति । तस्मादिनं विवर्जयेत्　॥२८॥
स्वग्रामे स्वामिनोदेशे । लोकयात्रारिशंकया ॥
राजोपद्रव दुर्भिक्षे । प्रति शुक्रो न दूषणं　　॥२९॥

**ભાવાર્થઃ**—વાવ, કુવો, તળાવ વિગેરે ન કરાવવા, યજ્ઞ આરંભ ન કરવા, યાત્રા ગમન, પ્રથમ મુંડન તથા શિષ્યને દીક્ષા તથા ઘરની પ્રતિષ્ઠા તથા નવા વ્રત આરંભ, વિદ્યા આરંભ તથા નવું ઘર કરાવવામાં તેમજ કાન વીંધાવવામાં, મોટી દાનશાળા માંડવામાં, વનવાસ કરવામાં, તીર્થોદિક કરવામાં, વિવાહ, ધર્મસ્થાન કરાવવામાં, નવો મંત્ર સાધવામાં કે જક્ષદેવના દર્શનમાં એ સર્વે ગુરૂ તથા શુક્ર અસ્ત હોય તો ન કરવા એમ મોટા પુરૂષો કહે છે. હવે ગુરૂ તથા શુક્રના અસ્તમાં જે કામ કરવાં તેનાં નામ કહે છે.

પોતાના ગામમાં સાધારણ કામ માટે જવા આવવામાં દોષ નહીં, દુષ્કાળ પડયો હોય તે વખતે પરદેશ જવામાં દોષ નહીં, રાજાના ભયથી જવામાં દોષ નહીં, વિવાદ પ્રસંગમાં દોષ નહી, વિવાહ તથા ભોજન જમવા જવામાં દોષ નહીં, ગામની પાસે તીર્થયાત્રામાં જવાનો દોષ નહીં, મેળા જેવા મંગળીક દીવસોમાં જ-વામાં દોષ નહીં. એટલા કામોમાં શુક્ર, ગુરૂ અસ્ત, ઉદય જોવાની જરૂર નથી. વળી ગર્ભવાળી સ્ત્રી તથા પુત્રવાળી તથા તુરતમાં પરણેલી સ્ત્રીઓએ ભલુ ઇચ્છે તો શુક્ર સન્મુખ ન જવું. જો શુકના અસ્તમાં સ્વામીના ઘેર જાય તો પતીને હાની થાય, ગુરૂ, શુકના અસ્તમાં આણુ કરે તો કન્યા મરે, ચંદ્ર અસ્તમાં એટલે અમાવાસ્યામાં આણું કરે તો અનિષ્ટ ફળ થાય. કેટલાક દીવાળી ની અમાસ શુભ ગણે છે તો તે શિવાય તમામ અમાસ વર્જવી. ॥ ૨૫-૨૯. ॥

## अथ श्री सिंहना गुरुनो विचार.

उद्यान चुडो व्रत बंध दिक्षा ।<br>
विवाह गोदान वधु प्रवेश ॥<br>
तडाग कुपादि सुर प्रतिष्टा ।<br>
ब्रहस्पते सिंह गते न कुर्यात् ॥३०॥<br>
जीव भार्गवयोचास्ति । सर्व कर्माणि वर्जयेत् ॥<br>
विशेषेण माहिपाल । तिर्थानि च पुनःपुनः ॥३१॥<br>
मिने मेषे द्वयोर्मध्ये । यदा च रति चंद्रमा ॥<br>
तावत् शुक्रो भवत्यंधो । सन्मुखं गमनं शुभं ॥३२॥

ભાવાર્થઃ—ઉર્પ્ધ્યાન, ઉજમણું, ચુડો પહેરવામાં, નવીન વ્રત લેવામાં, દિક્ષા લેવામાં, વિવાહમાં, ગાયોના દાનમાં, નવી સ્ત્રીનું

આણું કરવામાં, તળાવ, કુવાના મુહુરતમાં તથા દેવતા દેવાલયોની પ્રતિષ્ટામાંઃ એ સર્વે કામ વખતે ગુરૂ સિંહ રાશીનો હોય તો ઉપરનાં સર્વે કામ ન કરવાં. તેમજ વળી ઉપર કહેલા કામોમાં ગુરૂ તથા શુક્રનો અસ્ત થયો હોય તોપણ ન કરવાં. વિશેષ કરીને રાજાને તથા યાત્રા તથા સંઘ કાઢવામાં વર્જવાં. પણ તે વખતે જો ચંદ્રમા મીન તથા મેષ રાશીનો હોય તો તે વખતે શુક્ર આંધળો થાય છે. જો તેવે વખતે શુક્ર સન્મુખ હોય તો પણ જવામાં દોષ નથી. ॥ ૩૦-૩૨. ॥

## अथ श्री रोगीने स्नान करावववानुं मुहुरत.

न स्नानं रोगमुक्त्यार्थं । कार्यंशुक्रेंदुवासरे ॥<br>
मघाश्लेषा ध्रुवं स्वांति । पुनर्वसु च पौश्नवे ॥३३॥<br>
द्वितीया वार्जिता स्नानं । दशमिदाष्टमि तथा ॥<br>
चतुर्दशी त्रयोदश्यौ । षष्टी पंचदशीकुहूं ॥३४॥<br>
लग्नेचरे सूर्य कुजे च वारे । रिक्तातिथौ चंद्रबलेचहीने ॥<br>
केंद्रत्रिकोणार्धगतेचपापे।स्नानंहितंरोगविमुक्तकानां।२५॥<br>
आदित्यादिषु वारेषु । ताप कांति मृतिर्द्धनं ॥<br>
दारिद्रंदुर्भगत्वंच । कामाप्ति स्नानं च क्रमातः ॥२६॥

ભાવાર્થઃ—રોગી માણસને માથે પાણી ઘાલવાનું-સ્નાન કરવાનું મુહુર્ત કરવામાં નીચેના વાર તીથી વર્જવા.

શુક્રવાર, સોમવાર, તથા મઘા, અશ્લેષા, ત્રણ ઉત્તરા, રોહિણી, પુનર્વસુ, રેવતી એ નક્ષેત્ર તથા તીથી બીજ, આઠમ, દશમ, તેરશ, ચોદશ, છઠ્ઠ, પુનમ અને અમાસઃ એ ઉપર કહેલા સર્વે વાર તીથી રોગીને સ્નાન કરવામાં વર્જવાં. બાકી સર્વે લેવા. હવે રોગીને સ્નાનમાં સારો વખત બતાવે છે.

ચર લગ્ન લેવું; રવીવાર, મંગળવાર લેવો; રીક્તા તીથી એટલે ચોથ, નોમ લેવી; તથા ચંદ્રમા ચોથો, આઠમો, બારમો લેવો. હવે લગ્ન શુદ્ધી કહે છે.

જન્મ કુંડળીમાં કેંદ્રસ્થાને એટલે પહેલે, ચોથે, સાતમે, દસમે, પાંચમે, પાપ ગ્રહ હોય તે સમયમાં રોગીને સ્નાન કરાવે તો રોગી રોગથી મુક્ત થાય. વળી રોગીને તેલ મર્દન કરી જો રવીવારે સ્નાન કરાવે તો તાવ આવે, સોમવારે કાન્તિ વધે, મંગળવારે મરણ થાય, બુધવારે ધનની હાની થાય, ગુરૂવારે દારીદ્ર વધારે, શુક્રવારે ભાગ્યહીન કરે, શનીવારે કામની પ્રાપ્તી કરે. ॥૩૩-૩૬॥

## अथ श्री स्त्रीने प्रसूति स्थान मुहुरत.

कृतिका भरणी मूलं । आद्रा पुष्य पुनर्वसु ॥
मघा चित्रा विशाखा च । दशमं श्रवणं तथा ॥३७॥
एताप्राणहराज्ञेया । स्त्रीभिः स्नानं न कारयेत् ॥
यदि स्नानं प्रकुर्वंति । पुनःप्रसूतिर्न विद्यते ॥३८॥
भौमादित्ये तथा पुष्ये । हस्ते मूले च वैश्नवे ॥
एतेरिष्या प्रशंसंति । स्नाना स्त्री गर्भ संयुता ॥३९॥
पुनर्वसुध्वयं हस्ते । श्राति मूलेंदुभिः सदा ॥
गुरु भौमार्क वारेषु । सीमंते नयनं शुभं ॥४०॥
विवाहे कन्यका दाने । आधाने गर्भसोधने ॥
स्त्रीणां चंद्रबलं ग्राह्यं । पुंशानिंदुर्बलं स्मृतं ॥४१॥

ભાવાર્થઃ—કૃતીકા, ભરણી, મુળ, આર્દ્રા, પુષ્ય, પુનર્વસુ, મઘા, ચિત્રા, વિશાખા, શ્રવણ એ દસ નક્ષેત્રોમાં સ્નાન કરે તો પ્રાણની હાની થાય અથવા ફરી બાળક જન્મે નહિ. મંગળવાર,

રવીવાર તથા હસ્ત, મુળ, પુષ્ય, શ્રવણ એ નક્ષેત્ર તથા એ વારમાં સ્નાન કરાવે તો સ્રી સારી પ્રજા આપવાવાળી થાય.

સ્રીને ખોળાભરણું કરતી વખતે પુનર્વસુ, પુષ્ય, હસ્ત, શ્રવણ, મુળ, મૃગશર, એ છ નક્ષેત્ર લેવા અને ગુરૂ, મંગળ, રવી એ વાર લેવા. એ સીમંત વખતે સારા છે તથા સ્રીને વિવાહમાં, કન્યાદાનમાં, અગ્રણીમાં, ગર્ભ સંસ્કારમાં ચંદ્રમાનું બળ જોવું. બીજા કામમાં પુરૂષના નામથી મુહુરત જોવું. ॥૩૭–૪૧.॥

## अथ श्री प्रथम प्रसूती स्नान मुहुरत.

प्रतिपत् नवमिश्चैव । षष्टि मंगल शुक्रयो ॥
सप्त जन्म भवे वंध्या । स्त्रीभिः स्नानं न कारयेत् ॥४२॥
दशमि पुत्र नाशाय । त्रयोदशी यश नाशनी ॥
द्वितिया गर्भ नाशाय । स्त्रीभि स्नानं न कारयेत् ॥४३॥
मृत्येहिसोरिपयहानिश्चंद्रे । कार्केहिवंध्या भवतीह शुक्रे ॥
प्रयातिवृधीर्गुरुभानुभौमे । मृत्युप्रजापुंशादिनेबुधस्यात्॥४४॥
उत्तरा रोहिणी हस्त । सोम्यंपवन रेवति ॥
प्रसूता स्त्रीभि स्नानं च । अनुराधाश्वनि शुभो ॥४५॥
बुधे च म्रीयते वत्स । शनैश्च म्रियते कन्यका ॥
सोमे च पय हिनं च । स्त्रीभिः स्नानं न कारयेत् ॥४६॥
प्रसूता स्त्री स्नान मुहूर्त्तं । सोम्यादित्ये तथा पुष्यो ॥
हस्ते मूले च वैश्वे जल पूजा च नारीणां ।
पुत्रात्सं पद्यते सुखं ॥४७॥

शनि शुक्रार्क भौमाश्च । एतानि परिवर्जयेत् ॥
बुधे गुरुस्तथा सोमे । स्त्रीणांहि जल पूजनं ॥४८॥
नंदायां पुत्र लाभं च । भद्रायां पुत्र नाशनं ॥
जया पूर्णा कुलं वृधि । रिक्ता संतापकारणी ॥४९॥

ભાવાર્થઃ—એકમ, નોમ, છઠ્ઠ તથા મંગળવાર, શુક્રવાર એ વારે અને એ તીથીએ જો પ્રથમ પ્રસુતા સ્ત્રીને સ્નાન કરાવે તો સાત જન્મ સુધી વંધ્યા એટલે વાંઝણી રહે માટે તેમાં સ્નાન ન કરાવવું.

દશમે સ્નાન કરાવે તો પુત્રનો નાશ થાય, તેરશે સ્નાન કરાવે તો જશનો નાશ થાય, બીજે સ્નાન કરાવે તો ગર્ભનો નાશ થાય, માટે એ તીથીમાં સ્નાન ન કરાવવું. શનીવારે સ્નાન કરાવે તો મરણ થાય, સોમવારે સ્નાન કરાવે તો બુદ્ધિની હાની કરે, શુક્રવારે સ્નાન કરાવે તો કાક વંધ્યા એટલે એકજવાર જન્મ આપે. ગુરૂવારે, રવીવારે, મંગળવારે સ્નાન કરાવે તો બાળકનું મૃત્યુ થાય, ત્રણ ઉત્તરા તથા રોહિણી, હસ્ત, મૃગષર, રેવતી, સ્વાંતી, અનુરાધા, અશ્વની એ નક્ષેત્રો સ્નાન કરાવવામાં શુભ છે. બુધ, સોમ, શનીવાર, સ્નાન કરાવવામાં વર્જવાં.

**પ્રથમ પ્રસુતાને જળ દેવતાનું પૂજન કરાવવાનું મુહુરતઃ—**

મૃગશર, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, મુળ, શ્રવણ એ નક્ષેત્ર લેવા અને શની, શુક્ર, રવી, મંગળ એ વાર તજવા. બુધ, ગુરૂ, સોમ એ વાર જળ પૂજા કરાવવામાં લેવા સારા છે તથા જળ પૂજામાં નંદા તીથી એટલે એકમ, છઠ્ઠ, અગીઆરશ એ તીથીઓમાં પૂજન કરે તો પુત્ર લાભ થાય તથા ભદ્રા તીથી એટલે ૨, ૭, ૧૨ માં કરે તો પુત્ર નાશ થાય તથા જયા તીથી તે ૩, ૮, ૧૩ તથા પુર્ણા તીથી ૫, ૧૦, ૧૫ એ તીથીઓમાં પુજન કરે તો કુળની વૃદ્ધિ થાય. રીક્તા તીથી એટલે ચોથ, નોમ, ચૌદશમાં જળ પુજા કરે તો સંતાપ, કલેશ થાય. ॥ ૪૨–૪૯ ॥

# अथ श्री कन्याने पहेलुं आणुं करवानुं मुहूर्त्त.

पुष्यादित समिरणादिति वसु त्रिएयुराश्विनी ।
रेवत्योपि मृगछनोपि शुभ कृत्येषालि कुंभेरवौ ॥
कन्या मन्मथ मीन भेद न वधु यानंवृषं तौलिके ।
देवाचार्य सितेंदू सोम्यादि वसौ शुधे गुरु भार्गवे ॥५०॥
पुष्योधनिष्टा मृदूवाय मूले । थिराश्विनीवरण मघाचहस्ते ॥
दभिःप्रतिष्टा बहुपुत्रपुत्री । भवतिनारीपतिवल्लभा च॥५१॥
वारेण सूर्येण भवंतिरोगि । बुधे च विधवा भोमे च मृत्या ॥
जीवेंदु शुक्रेण शनिश्चरेण। एतानिवाराणि वधु प्रवेशः।५२।

**ભાવાર્થઃ**—પુષ્ય, પુનર્વસુ, ચિત્રા, ધનિષ્ઠા, ત્રણ ઉત્તરા, અશ્વની, રેવતી, મૃગશર, એ નક્ષેત્ર લેવા; તથા મેષ, કન્યા, મકર, મૈથુન, વૃશ્ચીક, કુંભ, વરખ, તુલા એ સંક્રાંતી લેવી; તથા ગુરૂ, સોમ, શુક્ર, બુધ, એ વાર લેવા; તથા શુક્ર, ગુરૂનો ઊદય હોય તે સમયે ચાલવાનું મુહુરત કરવું શ્રેષ્ટ છે. વળી પ્રથમ પ્રસુતાને ઝીઆણું એટલે પહેલું બાળક લેઈ સાસરે જવામાં પુષ્ય, ધનિષ્ટા, ચિત્રા, મુળ, અશ્વની, મઘા, સ્વાંતી, હસ્ત એ નક્ષેત્ર સારાં છે. વળી એ નક્ષેત્રમાં પ્રથમ બાળકને લેઇને સ્ત્રી ઘરમાં પ્રવેશ કરે તો ઘણા પુત્રવંતી થાય, વળી તે સ્ત્રી પતીને ઘણી પ્રિય લાગે. પણ જો રવીવારે પ્રવેશ કરે તો રોગની પ્રાપ્તિ થાય, બુધવારે પ્રવેશ કરે તો ફરી બાળક ન થાય, મંગળવારે પ્રવેશ કરે તો મૃત્યુ પામે, માટે એ વાર તજવા; પણ ગુરૂ, શુક્રવાર, શનીવાર ઘર પ્રવેશમાં સારા છે. ॥ ૫૦–૫૨ ॥

# अथ श्री घराणुं तथा वस्त्र धारण करवानु मुहूर्त्त.

अश्वन्य पौष्णवसुभिः कर पंचकेन ।
मार्त्तंड भौम गुरु दानव मंत्र वारे ॥
मुक्ता सुवर्ण मणि विद्रुमशंषदंत्तं ।
रक्तांबराणि विधृतानि भवंति धृत्यै ॥५३॥
हस्ताद्यापंच नक्षत्रा । धनिष्ठाश्विनि रेवती ॥
हेम कुंकम रक्तानां । भौमार्क गुरु भार्गवे ॥५४॥
लाक्षाकुसुभमंजिष्टो । रक्तो कांचन भूषणे ॥
प्रशस्तो कुज मार्त्तंडो । लोहकृत्ये शनिश्चरे ॥५५॥
सोम शनिश्चर पुंअरो । जइ रत्तो बुधवार ॥
पंथ पलेवइघट्टडो । जाइ मसाणहवार ॥५६॥
उत्तरात्रिणे परिहरो । रोहिणी पाडे वज्ज ।
पुष्य पुनर्वसु परिहरो । जइ भरतार कज्ज ॥५७॥
पु पुष्य पुनर्वसु चैव । रोहिणी चोत्तरात्रयं ॥
कुसुभं वर्जयेत् वस्त्रं । भर्तृघातो भवेत् कृच्छ ॥५८॥

ભાવાર્થઃ—અશ્વની, રેવતી, ધનિષ્ઠા, હસ્ત, ચિત્રા, સ્વાંતી, વિશાખા, અનુરાધા એ નક્ષેત્ર તથા રવી, મંગળ, ગુરૂ, શુક્ર એ વાર આભુષણ પહેરવામાં સારા છે. તે આભુષણનાં નામઃ-મોતી, સોનું, મણી, પરવાળા, શંખ, ચુડા સોના સાથે તથા વસ્ત્ર વિગેરે પણ આભુષણો જાણવાં. તેને માટે ઉપરના વાર નક્ષેત્રો જોવા. વળી લાલ વસ્ત્ર, કંકુ, રાતુ આભુષણ તથા સોનાનું આભરણ વિગેરે ધારણ કરવામાં હસ્ત આદિ પાંચ નક્ષેત્ર તથા અશ્વની,

રેવતી એ નક્ષેત્ર તથા મંગળવાર, રવિવાર, ગુરૂવાર, શુક્રવાર શુભ છે. લાખનો ચુડો, કસુંબો, મજીઠ [દાંત રંગવાનું], મેંદી વિગેરે રાતી વસ્તુ ધારણ કરવામાં શ્રેષ્ટ છે. લોઢાનાં આભરણ તથા કાળી વસ્તુ ધારણ કરવામાં શનીવાર શ્રેષ્ઠ છે. સોમવાર તથા શનીવારે કસુંબલ વસ્ત્ર ન પહેરવાં, બુધવારે રાતું વસ્ત્ર ન પહેરવું, અને જો પહેરીને જાય તો જાય મસાણ. ત્રણ ઉત્તરા, રોહિણી, પુષ્ય, પુનર્વસુ એ નક્ષેત્રમાં ઊપર કહેલાં વસ્ત્ર ધારણ કરે તો શરીરે પથ્થર વાગે. પુષ્ય, પુનર્વસુ, રોહિણી, ત્રણ ઉત્તરા એ નક્ષેત્રમાં કસુંબા વસ્ત્ર ન પહેરવું. જો પહેરે તો પોતાના સ્વામીને દુઃખ પડે. ॥ ૫૩–૫૮. ॥

## अथ श्री विद्यारंभ मुहूर्त्त विचार.

विद्यारंभेश्विनि मूले । पूर्वासु मृगपंचके ॥
हस्त शताभिषक् स्वाति । चित्रायां श्रवणे इयं ॥५९॥
पूर्णिमाया अमावास्यां । अष्टम्यां च चतुर्दशी ॥
सप्तम्यां च त्रयोदश्यो । विद्यारंभे गलग्रहे ॥६०॥
विद्यारंभे गुरु श्रेष्ट । मध्यमो भृगु भास्करो ॥
मरणं मंद भोमाभ्यां । नाविद्या बुध सोमयो ॥६१॥
विद्यारंभे तृणंवारा । कुर्वंति भास्करादयः ॥
आयुर्जाम्या मृतिनेस्वां । बुद्धि सिद्धिचपग्रतां ॥६२॥
गुरुर्विवाहे गमने च शुक्रो । ज्ञानंबुद्धौदिकणकैत्रशौरी ॥
युद्धेचभोमोनृपदर्शनेर्कः । सर्वेषुकार्येषुबलिशशांकः॥६३॥

ભાવાર્થ:—અશ્વની, મુલ, પુર્વાફાલ્ગુણી, પુર્વાષાઢા, પુર્વાભાદ્રપદ, મૃગશર, આર્દ્રા, પુનર્વસુ, પુષ્યં, હસ્ત, સતભીષા, સ્વાંતી,

ચિત્રા, શ્રવણ, ધનિષ્ટા, એ નક્ષેત્ર પ્રથમ જ્ઞાન આરંભમાં સારા છે માટે લેવા. પણ પુનમ, અમાસ, આઠમ, ચૌદશ, સાતમ, તેરશ એ તીથીઓમાં વિદ્યા આરંભ ન કરવો, અને જો કરે તો ગળામાં રોગ થાય. વિદ્યા આરંભમાં ગુરૂ સૌથી શ્રેષ્ટ છે, તેમજ શુક્ર, રવી એ મધ્યમ છે. અને શની, મંગળ મૃત્યુ આપનાર છે. બુધવારે. સોમવારે ભણે તો નિષ્ફળ થાય. વિદ્યામાં રવી, સોમ, મંગળવાર લેવા. રવીવારે ભણે તો આયુષ્યને વાંધો ન આવે, સોમવારે ભણે તો જડ બુદ્ધી થાય, મંગળવારે ભણે તો મૃત્યુ થાય, બુધવારે ભણે તો દારીદ્રિ થાય, ગુરૂવારે ભણે તો વહેલો વિવાહ થાય, શુક્રવાર પણ શ્રેષ્ટ છે. શનીવાર વર્જવો. વિવાહમાં ગુરૂવાર શ્રેષ્ટ છે. ગમન કરવામાં શુક્રવાર શ્રેષ્ટ છે. જ્ઞાન ભણવામાં બુધવાર શ્રેષ્ટ છે. [ઉપર વિદ્યામાં બુધવાર વર્જ્યો છે તેનું કારણ એજ છે કે વિદ્યા એટલે દુનીઆદારીની કળા; પણ આત્મિક જ્ઞાન ભણવામાં બુધ, ગુરૂ સારા છે.] દીક્ષામાં શનીવાર શ્રેષ્ટ છે, વિવાદ કરવામાં મંગળવાર શ્રેષ્ટ છે, અને રાજાની મુલાકાત કરવામાં રવીવાર શ્રેષ્ટ છે. એ સર્વે કાર્યમાં ચંદ્રમા શ્રેષ્ટ જોવો. તેમાં ચોથો, આઠમો, બારમો વર્જવો. ॥ ૫૬–૬૩. ॥

## अथ श्री वर वधुने आठ गुण जोवानो विचार.

वर्णो गणो युयि वैश्यां । भयोनि राशि मिलत ॥
ग्रह मैत्री नाडि वेधो । दंपत्यो प्रिति रष्टधा ॥६४॥
अकचटतपयश वर्गेष्ट । सुगुरुडो बिलाड सिंहाख्यो ॥
कुकर सर्पो मुषक । हरणो मेषाधिप क्रमसः ॥६५॥
वैरं मुषक मंजारी । वैरं गुरुड सर्पयोः ॥
वैरं मृग सिंहे च । वैरं स्वानं च मींढयोः ॥६६॥

ભાવાર્થઃ—વર કન્યાના વિવાહ કરવાના સમયમાં પહેલાં તેમના જન્મવાર જોઈને આઠ ગુણુ મેળવવા તે કહે છે. એક તો બંનેનો વર્ણ મેળવવો, બીજો ગુણુ જોવો, ત્રીજી રાશી તથા પ્રીતિ, વૈશ્ય યોની, ભૃકૂટ, ગૃહમૈત્રી, નાડીઃ એ સર્વે જોવા તથા મંગળ જોવો. હવે તેમાં પ્રથમ વર્ગ કહે છે. વર્ગ એટલે જેમકે,

અ. ઈ. ઊ. એ. એ ચાર અક્ષરનો સ્વામી ગરૂડ છે.
ક. ખ. ગ. ઘ. ઙ. એ પાંચ અક્ષરનો સ્વામી બીલાડો છે.
ચ. છ. જ. ઝ. ય. એ પાંચનો સ્વામી સિંહ છે.
ટ. ઠ. ડ. ઢ. ણુ. એ પાંચનો સ્વામી સ્વાન છે.
ત. થ. દ. ધ. ન. એ પાંચનો સ્વામી સર્પ છે.
પ. ફ. બ. ભ. મ. એ પાંચનો સ્વામી મોર છે.
ય. ર. લ. વ. એ ચારનો સ્વામી હરણુ છે.
સ. પ. શ. હ. એ ચારનો સ્વામી બકરો છે.

એ પ્રમાણે આઠ વર્ગના સ્વામી જાણુવા. હવે તેમને વૈરભાવ દેખાડે છે. જેમકે, ઊંદર અને બીલાડીને વેર, ગરૂડ અને સર્પને વેર, હરણુ અને સિંહને વેર, સ્વાન અને બકરાને વેર જાણુવું. એમ પોતાના વર્ગથી અનુક્રમે વેર વર્ગ જાણુવો.॥૬૪–૬૬.॥

## अथ श्री एकबीजाने लेणादेणीनो संबंध जोवा विषे.

नृप भृत्या द्याद्यक्षर । वर्गांकस्य क्रमोक्रम गतस्य ॥
अष्टाभिरपद्धतस्यौ । धरितांकार्द्धं विशेपकासुं ॥६७॥
देसोतरांकविभुना । लभ्या प्राच्यादथैक वर्गेषु ॥
पूर्वोत्तराक्षरांकस्थाप्य । स्याच्छेद्य विधी नाम विधी ॥६८॥

ભાવાર્થઃ—રાજાના નોકરના નામનો પહેલો અક્ષર તથા રાજાના નામનો પહેલો અક્ષર લેવો અને બન્નેનો જે વર્ગ હોય

તે આંક માંડવો તથા બીજા અક્ષરના જે જે વર્ગો હોય તેની સંખ્યા એકઠી કરવી. તેને જુદો આઠે ભાગ દેવો. ભાગ દેતાં શેષ અધીક જેનું રહે તેનું લેણુ અધીક જાણવું. હવે બીજો પ્રકાર કહે છે.

પોતાના વર્ગને બમણા કરવા, સામાના વર્ગને જોડવો, આઠે ભાગ દેવો, શેષ રહે તે જુદા મુકવા. તે રીતે પહેલા વર્ગને બમણા કરીને પોતાનો વર્ગ મેળવવો, આઠનો ભાગ દેવો, ભાગ દેતાં અધીક રહે તેનું વધારે લેણું જાણવું. ઉદાહરણઃ—જેમકે, એકનુ નામ **ગુણવાન** અને બીજાનું નામ **વિદ્યાવાન છે.** એ બેમાં અધીક લેણું કોનું તે કહે છે. ગુણવાનમાં ગ.નો વર્ગ બે, તેને બમણા કરતાં ચાર થાય, તેમાં વિદ્યાવાનના વકારના વર્ગનો એક છે તે જોડતાં દશ થયા, તેને આઠે ભાગતાં બે રહ્યા. હવે વિદ્યાવાનમાં વર્ગ છઠ્ઠો, તેને બમણા કરતાં બાર થયા, તેમાં બે નાખતાં ચૌદ, તેને આઠે ભાગતાં છ રહ્યા. એટલે વિદ્યાવાન ગુણવાન પાસે અધીક માગે. ॥ ૬૭–૬૮. ॥

## अथ श्री वर्ण विषे.

मिन कर्का लिनो विप्रा । क्षत्रे मेपो हरिर्धनु ॥
वृष कन्या मृगो वैश्य । युग्मं तुला घटात्यजा ॥६९॥
मीन कर्का वृश्चिक विपौ । खतिय तुलेहि धन सिंहो ॥
छगमिहुणकुंभवेसं । कन्या वृष मकर सुदाय ॥७०॥

ભાવાર્થઃ—મીન, કર્ક, વૃશ્ચીક એ ત્રણ રાશીનો વિપ્ર વર્ણ જાણવો; તુલા, ધન, સિંહ એ ત્રણ રાશીનો ક્ષત્રી વર્ણ જાણવો; મેષ, કુંભ, મીથુન એ ત્રણ રાશીનો વૈશ્ય વર્ણ જાણવો; કન્યા, વરખ, મકર એ ત્રણ રાશીનો શુદ્ર વર્ણ જાણવો. ૬૯–૭૦.

## અથ શ્રી વર્ણ યંત્ર.

| મીન ૧ | કર્ક ૫ | વૃશ્ચીક ૯ | વિપ્ર વર્ણ. |
|---|---|---|---|
| મેષ ૨ | સિંહ ૬ | ધન ૧૦ | ક્ષત્રી વર્ણ. |
| વરખ ૩ | કન્યા ૭ | મકર ૧૧ | વૈશ્ય વર્ણ. |
| મીથન ૪ | તુલા ૮ | કુંભ ૧૨ | શુદ્ર વર્ણ. |

चउरोय वन्नं विवरण । विप्पो परणेइ सव्व राशीयं ॥
वैश्यो षड रासीयं । खतिय न विपरिणय सुद्दं ॥७१॥
इग वन भवे सिद्धि । मध्यमविप्पोइ खातिउं होइ ॥
अधमो अविप्पवेसं । विप्पो सुदाहिवज्जेहिं ॥७२॥
विप्र वर्णयते सर्वान् । क्षत्रियोनवराशय ॥
वैश्यषट्राशिजाज्ञेया । सौद्रा सौद्रेण वर्णितः ॥७३॥
वर्णयेष्टा तुया नारी । तस्यं भर्त्ता न जीवती ॥
यदि जीवति भर्त्ता च । आद्य गर्भो न जीबती ॥७४॥
विप्रवंशेषुया नारी । सुद्रवंशेषुयः पति ॥
ध्रुवं भवति वैधव्यं । शक्रस्य दुहिता यदि ॥७५॥

ભાવાર્થઃ—ઉપર કહેલા વર્ણમાં વર કન્યાના ગુણ જોતાં અધિક વર્ણવાળો વર જોવો. તેમાં જો કન્યા વિપ્ર વર્ણની

હોય ને વર શુદ્ર વર્ણનો હોય તો વિવાહ ન કરવા. વિપ્ર વર્ણવાળો સર્વે વર્ણવાળી કન્યાને પરણી શકે પણ કન્યા ઉત્તમ વર્ણવાળી અને નીચ વર્ણવાળા વરનો વિવાહ ન કરવો. વરકન્યા બન્નેનો એક વર્ણ હોય તો સામાન્ય રીતે ઘણું સારૂં. બ્રાહ્મણ ને ક્ષત્રી વર્ણ હોય તો મધ્યમ, વૈશ્ય વર્ણ હોય તો અધમ. વિપ્ર વર્ણ કન્યાનો, શુદ્ર વર્ણ પતીનો વર્જવો. વિપ્ર વર્ણનો વર ચારે વર્ણને પરણે, ક્ષત્રી વર્ણનો વર ત્રણે વર્ણને પરણે, વૈશ્ય વર્ણ-વાળો બે વર્ણને પરણે, શુદ્ર વર્ણવાળો પોતાના વર્ણને પરણે. ઉત્તમ વર્ણની કન્યા હોય અને નીચ વર્ણનો વર હોય તેનો ભરથાર ન જીવે, અને જીવે તો પહેલો ગર્ભ ન જીવે. વિપ્ર વર્ણની કન્યા હોય અને શુદ્ર વર્ણનો વર હોય તો નીશ્ચે વીધવા થાય. તેમાં ઇંદ્રની કન્યા હોય તોપણ શું ? ॥ ૭૧–૭૫ ॥

## अथ श्री गण विचार.

हस्त स्वात्यनुराधा ।
श्रवण पुनर्वसु मृगाश्विनी पुष्या ॥
रेवत्योपि देवगण । पूर्वास्त्रयोत्तरा भरण्याद्रा ॥७६॥
रोहिण्यपि मृत्यगणो । ज्येष्ठा मूलंद्धयं धनिष्ठा या ॥
अश्लेषा कृतिका चित्रा । विशाखा मघा पलादगणः॥७७॥
वकुले परमा प्रिति । मध्यमा देव मर्त्ययोः ॥
देव राक्षसयोर्वैरं । मरणं मृत्यु राक्षसयोः ॥७८॥
कदाचित् राक्षसि कन्या । वरो भवति मानवा ॥
भर्त्तार अष्टमे मासे । मारंते च विवाहिता ॥७९॥
विवाहे शुद्ध भावेन । समीक्षगणकैगण ॥
सेल कार्य प्रयत्नेन । प्रजल्पांति महाधिजा ॥८०॥

**ભાવાર્થ**:—હસ્ત, સ્વાંતી, અનુરાધા, શ્રવણુ, પુનર્વસુ, મૃગશર, અશ્વની, પુષ્ય, રેવતી એ નવ નક્ષેત્રનો દેવગણુ કહેવાય છે; ત્રણુ પુર્વા, ભરણી, આર્દ્રા, રોહિણી, ત્રણુ ઉત્તરા એ નવ નક્ષેત્રનો મનુષ્યગણુ કહેવાય છે; જ્યેષ્ટા, મુળ, ધનિષ્ટા સતભીશા, અશ્લેશા, કૃતીકા, ચિત્રા, વિશાખા, મઘા એ નવ નક્ષેત્રનો રાક્ષસ ગણુ કહેવાય છે. વર કન્યાનો એક ગણુ હોય તો ઘણી પ્રીતી રહે, દેવગણુ ને મનુષ્યગણુ હોય તો મધ્યમ પ્રીતી રહે, દેવગણુ ને રાક્ષસગણુ હોય તો વૈરભાવ રહે, રાક્ષસગણુ તથા મનુષ્યગણુવાળા સ્ત્રી પુરૂષ હોય તો મનુષ્યગણુવાળાનું મૃત્યુ થાય, કદાચિત રાક્ષસગણુની કન્યા હોય અને મનુષ્યગણુનો વર હોય તો આઠમે માસે ધણીની હાની કરે. એ માટે શુદ્ધ ગણુ જોઇને-મેળવીને વિવાહ કરવો. ॥ ૭૬–૮૦. ॥

અથ શ્રી ગણુ યંત્ર.

| હસ્ત<br>૧ | સ્વાંતિ<br>૨ | અનુ.<br>૩ | શ્રવણુ.<br>૪ | પુન.<br>૫ | મૃગસર<br>૬ | અશ્વ<br>૭ | પુષ્ય<br>૮ | રેવતી<br>૯ | દેવગણુ જાણુવો. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પૂ. ફા<br>૧ | પૂ. ષા.<br>૨ | પૂ. ભા<br>૩ | ઊ. ફા.<br>૪ | ઊ ષા<br>૫ | ઊ. ભા<br>૬ | ભ.<br>૭ | આદ્રા.<br>૮ | રોહી<br>૯ | માનવ ગણુ જાણુવો. |
| જે.<br>૧ | મૂ<br>૨ | ધ<br>૩ | શ<br>૪ | અશ્લે.<br>૫ | કૃત્તિ<br>૬ | ચિત્રા.<br>૭ | વિશા.<br>૮ | મઘા.<br>૯ | રાક્ષસગણુ જાણુવો. |

## अथ श्री वैश्य तथा शडाष्टक विचार.

मीन तुला धन वसह । केसरि मकराय मेष कन्याय ॥
विच्छिय मेहूण ककड । कूंभायपर सरवेरं ॥८१॥
मेषालि मकर मिहूणा । तुल वृख धन कक्क कुंभ कन्याय ॥
मिनो सिंहोह अतहा । गुलसकठहोइ एवंतु ॥८२॥

मकर वृख मिन कन्या। वृश्चिक कर्काष्टमेरि पूत्वंस्यात् ॥
अज मिथुन धन्विहरि घट। तुलाष्टमे मित्रता वस्यां ॥८३॥
शत्रु षडाष्टके मृत्यु । कलहो नव पंचमे ॥
द्विद्वादशेषु दारिद्रं । शेषेषु प्रिति रुत्तमा ॥८४॥
मकर सकेसरमेष युवत्या। तुल सिंह मिन कुलिरघटाद्या ॥
धन वृख वृश्चिक मन्मथ गामी ।
एते मृत्यु षडाष्टक गामी ॥८५॥
असनस्तु वरो ग्राह्यो । नासन्ना कन्यका पुनः ॥
म्रियते मातृ पितरं । संग्राह्यं नव पंचमं ॥८६॥

ભાવાર્થઃ—મીન, તુલા, ધન, વૈશ્યને શડાષ્ટક, સિંહ, મકરને શડાષ્ટક, મેશ કન્યાને શડાષ્ટક, વૃશ્ચીક મીથૂનને શડાષ્ટક, કર્ક કુંભને શડાષ્ટક. એવી રીતે રાશીને શડાષ્ટક જાણવો. મેશ, વૃશ્ચીક, મકર, મીથૂન, તુલા, ધન, વરખ, કર્ક, કુંભ, કન્યા, મીન, સિંહ એને મીત્ર શડાષ્ટક કહે છે. મકર, વરખ, મીન કન્યા, વૃશ્ચીક, કર્ક એ રાશીથી આઠમી રાશી તથા મેશ, મીથૂન, ધન, સિંહ, કુંભ, તુલા, એ રાશીથી આઠમી રાશી શત્રુ શડાષ્ટક જાણવો મીત્ર શડાષ્ટક રાશીમાં શત્રુ શડાષ્ટક રાશી હોય તો મૃત્યુ થાય, બંનેની નવમી, પાંચમી રાશી હોય તો કલેશ થાય, બીજી, બારમી રાશી હોય તો દારીદ્ર થાય. બાકીની શેષ રાશી ઉત્તમ કહી છે. હવે મૃત્યુ શડાષ્ટક કહે છે.

મકર તથા સિંહ, મેશ તથા કન્યા, તુલા તથા મીન, કર્ક તથા કુંભ, ધન તથા વરખ, વૃશ્ચીક તથા મીથુન, એ મૃત્યુ શડાષ્ટક રાશી જાણવી. કન્યા રાશી પાસે વરની રાશી હોય તો સારી. વર રાશી પાસે કન્યા રાશી હોય તો માઠી. એ રાશી પ્રમાણે સગાઈ સંબધ કરે તો માતાપીતાની હાની કરે. કોઇક આચાર્યનો એવો મત છે, કે નવમી, પાંચમી રાશી ગૃહણ કરવી એ શ્રેષ્ટ છે. ॥ ૮૧–૮૬. ॥

## અથ શ્રી શડાષ્ટક યંત્ર.

| મિત્ર શડાષ્ટક. | | | શત્રુ શડાષ્ટક. | | | દુઆબારા. | | | નવ પંચમ ઉત્તમ. | | | નવ પંચમ મધ્યમ. | | | મૃત્યુ શડાષ્ટક. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મેષ | વૃશ્ચિક | મિત્ર | મ. | સિં. | શત્રુ | મે | વ. | ૨, ૧૨ | મે | સિંહ | ૯, ૫ | તુ. | કુંભ | ૯, ૫ | મકર | સિંહ | મૃત્યુ |
| મિત | મ. | મિત્ર | વર. | ધન | શત્રુ | મિ. | ક | ૨, ૧૨ | વૃશ્ચિ. | ક. | ૯, ૫ | વૃશ્ચિ. | મીન | ૯, ૫ | મેષ | કન્યા | મૃત્યુ |
| તુલા | વ. | મિત્ર | મી. | તુ. | શત્રુ | ક | સિંહ | ૨, ૧૨ | મિ. | તુ. | ૯, ૫ | ધ. | મે. | ૯, ૫ | તુલા | મીન | મૃત્યુ |
| ધન | ક. | મિત્ર | ક. | મે. | શત્રુ | સિંહ | ક. | ૨, ૧૨ | ક | વૃ | ૯, ૫ | મ. | વરખ | ૯, ૫ | ક. | કુંભ | મૃત્યુ |
| કુંભ | ક | મિત્ર | વૃ | મિ. | શત્રુ | ક. | તુલા | ૨, ૧૨ | મિ. | ધ. | ૯, ૫ | કુંભ | મીથુન | ૯, ૫ | ધન | વર. | મૃત્યુ |
| મિન | સિંહ | મિત્ર | ક | કુંભ | શત્રુ | તુલા | વૃશ્ચિક | ૨, ૧૨ | કર્ક | મ. | ૯, ૫ | મીન | ક. | ૯, ૫ | વૃશ્ચિક | મિ. | મૃત્યુ |

## अथ श्री तारा जोवानो विचार.

त्रि पंच सप्तमि तारा । चान्योन्य गुरु शिष्ययो ॥
वर्जनीया शुभायस्या । एक नाडि गतं शुभं ॥८७॥

ભાવાર્થઃ—ગુરૂ શિષ્યને માંહોમાંહે ત્રીજી, પાંચમી, સાતમી એ ત્રણ તારા તજવી. એટલે શુભ કામમાં તારાને તજવી કહી, પણ બંનેની એક નાડી હોય તો શુભ ફળ આપે. ॥ ૮૭ ॥

## अथ श्री विवाहमां सर्पाकार नाडीवेधनो विचार.

विवाहे फणि चक्रंतु । अश्वन्यादित्रिनाडिकं ॥
एक नाडि गतंरुख्यं । रुख्यसाम्यं विवर्जयेत् ॥८८॥

ભાવાર્થઃ—અશ્વની નક્ષેત્ર આદિથી લેઇને સત્તાવીશ નક્ષેત્રોમાં ત્રણ ત્રણ નક્ષેત્રની એક નાડી સમજવી. એક નાડીના નક્ષેત્ર ઉપર બંને સ્ત્રી પુરૂષની એક નાડી હોય તો વર્જિત કરવી. ॥ ૮૮. ॥

## अथ श्री नाडी जोवाना कार्यों.

ग्रामे च नगरेवापि । राजसेवकयोस्तथा ।
एकरुख्य भवेत् प्रिति । विंवाहे दुषमादिशेत् ॥८९॥
एक नक्षत्र जातानां । परेषां प्रितिरुत्तमा ॥
दंपत्यो मरणज्ञेयं । पुत्रो जातो रिपुर्भवेत् ॥९०॥

ભાવાર્થઃ—ગામમાં, નગરમાં, રાજાને ત્યાં, નોકરીમાં એટલે ઠેકાણે તમા વિવાહમાં સ્ત્રી પુરૂષને નાડી પ્રીતી જોવી. એક નક્ષેત્રમાં બંનેનો જન્મ હોય તો સારી પ્રીતી રહે; પણ સ્ત્રી પુરૂષ

બન્નેનો એક નાડીમાં જન્મ હોય તો નષ્ટ ફળ આપે, સંતાનનો ક્ષય કરે, તથા સ્ત્રી પુરૂષની એકજ નાડીમાં બાળકનો પણ તેજ નાડીમાં જન્મ થાય તો શત્રુ સમાન થાય. ॥ ૮૯—૯૦. ॥

## अथ श्री युजा विचार.

रेवयरिसियायखंडं । हवइनरनारीजमजयमझे ॥
तह इच्छियाय पुरिसो । वल्लहो होइ चिरकालं ॥९१॥
जिठाय नरिसिया । मघ्मेजहजम्म नारि नरहवई ॥
तह पुरिस्साणयजुवइणं । वल्लहोहोइबहु आइं ॥९२॥
जइ जम्मो नर नारि । हवई अद्याय बारसिरिसा ॥
बहु पेमाउं उभयं । कहियं जुं जाइ एवेयं ॥९३॥

ભાવાર્થઃ—રેવતીથી ૭ નક્ષત્ર મૃગશર સુધી પુર્વ ભાગમાં યુજા કહેવાય છે. તેમાં સ્ત્રી પુરૂષ બન્નેનો જન્મ હોય તો અત્યંત પ્રીતી રહે, ઘણા વખત સુધી સુખ ભોગવે. જ્યેષ્ટા નક્ષત્ર આદિ લેઈને નવ નક્ષેત્રમાં સ્ત્રી પુરૂષ બન્નેનો જન્મ હોય તો બહુ સારો પ્રેમ રહે. આદ્રાથી બાર નક્ષેત્રમાં જન્મ હોય તોપણ સારી પ્રીતી રહે. એમ યુજા ફળ જાણવું. ॥ ૯૧—૯૩. ॥

## अथ श्री नाडी जोवानो विचार.

अस्सणि अदा पुनर्वसु । उत्तर हस्ता यजिवमूलाइं ॥
सयभिस पुव्व भद्दवय । पढमा नाडि अएकहिया ॥९४॥
भरणी मृगसर पुष्य । पूर्वा फाल्गुणि यचित्तअणुराहा ॥
पुर्वाषाढा धनिष्ठाय । उत्तर भदवयबीयनाडिउं ॥९५॥

किंत्तियस्सरोहिणी असलेसा ।
मघा साइविशाहाइ उत्तराषाढा ॥
सवणंरेवयइया । नाडितियरिखनायवा ॥९६॥
मित्रामित्रेषुचाश्वन्यां । विवाहे कृतिकादेषु ॥
वर्षाकालेषु चाद्राइं । रोगी सूर्यादि रुव्यते ॥९७॥

ભાવાર્થઃ—અશ્વની, આદ્રા, પુનર્વસુ, ઉત્તરાફાલ્ગુણી, હસ્ત, જેષ્ટા, મુળ, સતભીષા, પુર્વાભાદ્રપદ એ નક્ષેત્રો પ્રથમ નાડીનાં જાણવાં. ભરણી, મૃગશર, પુષ્ય, પુર્વાફાલ્ગુણી, ચિત્રા, અનુરાધા, પુર્વાષાઢા, ધનિષ્ટા, ઉત્તરાભાદ્રપદ એ નવ નક્ષેત્ર મધ્યમ નાડીનાં જાણવાં. કૃતીકા, રોહિણી, અશ્લેશા, મઘા, સ્વાતી, વિશાખા, ઉત્તરાષાઢા, શ્રવણ, રેવતી, એ નવ નક્ષત્ર અંત્ય નાડીનાં જાણવાં. રોગીને વિવાહમાં, પ્રીતીમાં, વર્ષાકાળમા આદ્રા નક્ષત્રથી નાડી અને તીથી જોવી. ॥ ૯૪–૯૭. ॥

## अथ श्री रोगी पुरुष जोवा विषे.

रवेंदु नाम नक्षत्रं । एकनाम्यां यदा भवेत् ॥
तदाहि जायते मृत्यु । यथा सर्वज्ञ भाषितं ॥९८॥
रोगिणो जन्म नक्षत्रं । एकनाड्यां यदा शशी ॥
तदा पीडा विजानियात् । अष्ट प्रहरके ध्रुवं ॥९९॥

ભાવાર્થઃ—રવી નક્ષત્ર એટલે તેર દીવસનું નક્ષત્ર તથા ચંદ્રમાનું નક્ષત્ર તથા નામ નક્ષત્ર એ ત્રણ નક્ષત્ર એ નાડી ઉપર આવે તો રોગી મૃત્યુ પામે; એમ જ્ઞાની પુરૂષો કહે છે. હવે રોગીને દવા કરવાનું મુહુર્ત કહે છે.

રોગીના જન્મ નક્ષત્ર તથા સુર્ય નક્ષત્ર તથા ચંદ્ર નક્ષત્રની એક નાડી આવે તો તે દીવસે ઓષડ લેવું નહી. ઉપર પ્રમાણે

જોગ રોગીને આવે તો આઠ પહોરની અંદર રોગી મરણ તુલ્ય કષ્ટ પામે. ॥ ૯૮-૯૯ ॥

## अथ श्री बार राशीनां स्वामि.

मेष वृश्चिकयोर्भौम । शुक्रो वृख तुला भृतो ॥
बुध कन्या मिथुनयो । प्रोक्त कर्कस्य चंद्रमा ॥१००॥
स्यान्मीन धन्वितो जवि । शनिर्मकर कुंभयो ॥
सिंहस्याधिपतिं सूर्य । कथितंगणकोच्छमैः ॥१॥

**ભાવાર્થઃ**—મેશ ૧, વૃશ્ચીક ૮ એ બે રાશીનો સ્વામી મંગળ છે; વરખ ૨, તુલા ૭ એ બે રાશીનો સ્વામી શુક્ર છે; કન્યા ૬, મીથૂન ૩ એ બે રાશીનો સ્વામી બુધ છે; કર્ક ૪, એ રાશીનો સ્વામી ચંદ્ર છે; ધન ૯, મીન ૧૨ એ રાશીનો સ્વામી ગુરૂ છે; મકર ૧૦, કુંભ ૧૧ એ બે રાશીનો સ્વામી શની છેઃ સિંહ ૫, એ એક રાશીનો સ્વામી રવી છે; એ જ્યોતિષ શાસ્ત્રનું પ્રમાણ છે. ॥ ૩૦૦-૧ ॥

## अथ श्री ग्रह उंच नीच राशी विचार.

मेंष रवि वृखे चंद्रो । मकरे च महिसत ॥
कन्यायां रोहिणी पुत्रौ । गुरु कर्क झखेभृगु ॥२॥
शनिस्तुलायामुच्चश्च । मिथुन सिंहकासुत ॥
उंच्चात्सप्तमगानींचा । राशोयदिनवांशकः ॥३॥

**ભાવાર્થઃ**—રવી મેષ ૧ રાશીનો હોય તો ઉચનો સમજવો. ચંદ્રમા વરખ ૨ રાશીનો હોય તો ઉચનો સમજવો. મંગળ મકર ૧૦ રાશીનો હોય તો ઉચનો સમજવો. બુધ કન્યા ૬ રાશીનો હોય તો ઊંચનો સમજવો. ગુરૂ કર્ક ૪ રાશીનો હોય તો ઉંચનો સમજવો. શુક્ર મીન ૧૨ રાશીનો હોષ તો ઊંચનો સમજવો.

શની તુલા ૭ રાશીનો હોય તો ઊંચનો સમજવો. રાહુ મીથુન ૩ રાશીનો હોય તો ઊંચનો સમજવો. એ ઊંચ ગ્રહની રાશી કહી. હવે જે પોતાની રાશી હોય તેથી સાતમી રાશી નીચની સમજવી. તે રાશી ઉપર જે ગ્રહ હોય તે ગ્રહ નીચનો જાણવો. એટલે રવી મેષ ૧ રાશીનો ઉંચનો કહ્યો છે, તેથી સાતમી તુલા રાશી આવે; તે રાશીનો રવી હોય તો નીચનો સમજવો.

એ પ્રમાણે ચંદ્રમા વૃશ્ચીક ૮ રાશીનો નીચનો સમજવો. મંગળ કર્ક ૪ નીચ, બુધ મીન ૧૨ નીચ, ગુરૂ મકર ૧૦ રાશીનો નીચ, શુક્ર કન્યા ૪ રાશીનો નીચ, શની મેષ ૧ રાશીનો નીચ, રાહુ ધન ૯ રાશીનો નીચ સમજવો. ॥ ૨–૩ ॥

**ઊંચ નીચ ગ્રહો તથા સ્વગૃહ રાશી જોવાનું યંત્ર.**

| ગૃહ | રવી | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રાહુ |
|---|---|---|---|---|---|---|---|---|
| ઊંચ રાશી | મેષ | વરખ | મકર | કન્યા | કર્ક | મીન | તુલા | મીથુન |
| અંશ | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ | ૩ |
| નીચ રાશી | તુલા | વૃશ્ચિક | કર્ક | મીન | મકર | કન્યા | મેષ | ધન |
| અંશ | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ | ૩ |
| સ્વગૃહ (પોતાના ઘરની) રાશી | સિંહ | કર્ક | મેષ તથા વૃશ્ચીક | મીથુન તથા કન્યા | ધન તથા મીન | વરખ તથા તુલા | મકર તથા કુંભ | કન્યા |

# अथ श्री ग्रहना अति वेर विषे.

राहू रव्यौ परं वैरं । गुरुभार्गवयोरपि ॥

हिमांसुबुद्धयोर्वैरं । विवस्त्रा न मंदयोरपि ॥४॥

ભાવાર્થઃ—રાહુને તથા રવીને પૂર્ણ વેર છે, ગુરૂ તથા શુક્રને પૂર્ણ વેર છે, ચંદ્ર તથા બુધને પૂર્ણ વેર છે, રવી તથા શનીને પૂર્ણ વેર છે. એ પ્રમાણે માંહોમાંહે ગ્રહને અધીક વેર જાણવું. બાર ભવનમાંથી કોઇ ભવનમાં ઉપર પ્રમાણે બે ગ્રહો આવ્યા હોય તો તે ભવનના સુખની હાની કરે. ॥ ૪ ॥

## अथ श्री योनी तथा अष्ट प्रिति विचार.

छागो च कृतिका पुष्यो । नागो च मृग रोहिणी ॥
मूल आद्रा तथा स्वानो । मुषको मघा फाल्गुणी ॥५॥
हस्त स्वातिं च महिषो । गोयोनिः उत्तराद्धयं ॥
व्याघ्रो विशाखा चित्रा च । मृगेयेष्टानुराधिका ॥६॥
मर्कटो श्रुति पूर्वाषाढा । रेवती भरणी गजो ॥
धनिष्टा भद्रपदा सिंहो । अश्वनि वारुणिहयोः ॥७॥
अश्लेषादित्यमार्जारो । उत्तराषाढिकाभिजो ॥
न कुलापि समाख्याता । उडूनांयोनयः स्मृता ॥८॥
गोव्याघ्रं गजसिंह । अश्वमाहिषं स्वानं च बभ्रूरगं ॥
वैरं वा नर मेषकं च सुमहद्विडालोदरं ।
लोकानां व्यवहारतोन्यदपि च ज्ञात्वाप्रयत्रादिदं ॥
दंपत्यो नृप भृतयोरपि । सदावर्ज गुरु क्षुल्लयो ॥९॥

ભાવાર્થઃ—કૃતિકા તથા પુષ્ય નક્ષત્રની બકરાની યોની જાણવી; મૃગશર તથા રોહીણીની નાગની યોની જાણવી; મુળ તથા આદ્રાની સ્વાનની યોની જાણવી; મઘા તથા પુર્વાફાલ્ગુણીની

ઊંદરની યોની જાણવી; હસ્ત તથા સ્વાંતિની પાડાની યોની જાણવી; ઉત્તરાફાલ્ગુણી તથા ઉત્તરાભાદ્રપદ એ બેની ગાયની યોની જાણવી; વિશાખા તથા ચિત્રાની વાઘની યોની જાણવી; જેષ્ટા તથા અનુરાધાની મૃગની યોની જાણવી; શ્રવણ તથા પૂર્વાષાઢાની વાંદરાની યોની જાણવી; રેવતી તથા ભરણીની હાથીની યોની જાણવી; ધનિષ્ટા તથા પુર્વાભાદ્રપદ એ બેની સિંહની યોની જાણવી; અશ્વની તથા સતભીષાની ઘોડાની યોની જાણવી; અશ્લેષા તથા પુનર્વસુની બીલાડાની યોની જાણવી; ઉત્તરાષાઢા તથા અભીચ એ બેની નોળીઆની યોની જાણવી. એ પ્રમાણે નક્ષત્રની યોની કહી છે. હવે યોની સાથે વેર કહે છે

ગાયને વાઘ સાથે વેર, હાથીને સિંહ સાથે વેર, ઘોડા ને પાડાને વેર, હરણને અને કુતરાને વેર, સર્પ અને નોળીઆને વેર, વાંદરાને અને ઘેટાને વેર, બીલાડી અને ઊંદરને વેર, એ લૌકીક વહેવારે કરીને વૈરભાવ છે તે યોનીનો વૈરભાવ સ્ત્રી–પુરૂષને જોવો, રાજા–નોકરને જોવો, ગુરૂ–શિષ્યને જોવો, અને વૈરભાવ હોય તે ત્યાગ કરવો શ્રેષ્ઠ છે. ॥ ૫–૯ ॥

## अथ श्री मुंडन मुहूर्त्त तथा यात्रा जवामां तथा विद्या भणवामां वर्जवाना दिवस तथा वार.

सूर्याकि भौम षट् तुर्य । नवाष्टांत्यपिथिद्वये ॥
नष्ट क्षौरंनसा विद्या । यात्रा दौन च पर्वसु ॥१०॥
हस्त त्रये मृगे ज्येष्ठा । पौश्नादित्य श्रुतिद्वये ॥
क्षौर कर्म शुभंप्रोक्तं । कार्यं शुक्रे दुवासरे ॥११॥
पुष्य पुनर्वसु रेवति चित्रा ।

श्रवण धनिष्ठा मृगाश्विनि हस्त ॥
एषुरुखेनवकः क्षुर कर्मणी ।
बलिधृत पुष्टिकरः शुभकर्त्ता ॥१२॥
पंच मघा अनुराधा । प्रजापत्याष्टकं सक्रुनांमूलं ॥
उतरात्रिकरो मृत्यु । ब्रह्मापिनजवतिवर्षं ॥१३॥
रात्रौ संध्या सुविद्यादौ । क्षौरंनोकुतथौत्सव ॥
भूषाभ्यं गंतु स्नानं च । पर्व यात्रा रथक्षपि ॥१४॥
चतुर्थि नवमिषष्टि । चतुर्दश्याष्टमि तथा ॥
अमावस्यां च देवत्या । क्षौर कर्माणि नेक्षते ॥१५॥
क्षौरे राजा ज्ञेया जाते । स्वामिदत्ते च वाससे ॥
तिथिवारिक्ष्य शीतांशु । तिथ्यादिनां विलोकयेत् ॥१६॥
रतिर्वाते चिता धुम । स्पर्शदुस्वप्न दर्शने ॥
क्षौर कर्म मपि स्नायात् । गलितेशु धनाराधि ॥१७॥

ભાવાર્થઃ—રવી, શની, મંગળ તથા ચોથ, નોમ, ચોદશ, આઠમ, પુનમ, અમાવાસ્યા એ તીથી તથા વાર યાત્રા જવામાં ત્યાગ કરવા.

હસ્ત, ચિત્રા, સ્વાંતી, મૃગશર, જેષ્ટા, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ટા એ નક્ષત્ર તથા શુક્ર, સોમ એ બે વાર લેવા. હવે તેનું ફળ કહે છે. પુષ્ય, પુનર્વસુ, ચિત્રા, રેવતી, શ્રવણ, ધનિષ્ટા, મૃગશર, અશ્વની, હસ્ત એ નક્ષત્રમા મુંડન કરે તો બળ, કાન્તિ, બુદ્ધિ વૃદ્ધી પામે, અને શુભ ફળની પ્રાપ્તી થાય; મઘા, અનુરાધા નક્ષત્રમાં મુંડન કરે તો બાળકને કષ્ટ થાય; રોહિણી, ઉત્તરાષાઢા

તથા ઉત્તરાફાલ્ગુણી એ નક્ષત્રામાં મુંડન કરાવે તો મૃત્યુ પામે. બ્રહ્મા રક્ષા કરે તોપણ બચે નહી. હવે સંધ્યા સમય વર્જવાનાં કામ કહે છે

સંધ્યા સમય વિદ્યા ન ભણવી, મુંડન ન કરાવવું, કોઈ પણ જાતનો ઓચ્છવ ન કરવો, આભરણ વસ્ત્ર પ્રમુખ નવાં ન પહેરવા, સ્નાન ન કરવું, યાત્રા ન જવું. હવે મુંડન વખતે ચોથ, નોમ, ચાદશ, આઠમ, છઠ્ઠ, અમાસ એ તીથી ત્યાગ કરવી. ઉપર મુહુર્ત કહેવામાં આવ્યાં છે પણ એવી બીનામાં મુહુર્ત જોવાની જરૂર નથી. જેમકે, રાજાની આજ્ઞાથી કામ કરવું પડે તો મુહુર્ત જોવું નહી, પોતાનો સ્વામી સંતુષ્ટ થઇને કાંઇ આપે તો તેમાં મુહુર્ત જોવું નહી, તેમજ વિવાહ-લગ્ન પ્રસંગમાં કોઇ માનપૂર્વક કાંઈ આપે અથવા ત્યાં જવું પડે તો મુહુર્ત જોવાની જરૂર નથી. હવે રાત્રીમાં સ્નાન ન કરવા વિષે કહે છે. સુર્ય અસ્ત પામ્યા પછી સ્નાન કરવાનું ત્યાગ કરેલું છે, પણ સ્મશાન જઈ આવીને તથા વમન, ઝાડો, આભડછેટ ઈત્યાદિક જરૂરીઆત કામમાં સ્નાન કરવાનો દોષ નથી. ॥ ૧૦—૧૭ ॥

## अथ श्री वस्त्र पहेरवानुं मुहूर्त.

हस्तादि पंचके ध्रुवं । रेवत्याश्विनी पुनर्वसु धनिष्ठा ॥
पुष्य शुक्र गुरुज्ञ । शुभदा वस्त्रस्य परिधाने ॥१८॥

ભાવાર્થઃ—નવાં વસ્ત્ર પહેરવામાં હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, ધ્રુવ, ઉત્તરાફાલ્ગુણી, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, રેવતી, અશ્વની, પુનર્વસુ, ધનિષ્ટા, પુષ્ય એ નક્ષેત્ર તથા બુધ, ગુરૂ, શુક્ર, એ વાર લેવા. એ શુભ ફળ આપે છે. ॥ ૧૮ ॥

## अथ श्री वस्त्र पहेरवामां वर्जवाना दिवस तथा तेनुं फल.

आदित्ये जीर्वरे वस्त्रं । सोमे नित्यं जलार्द्रता ॥

अंगारे च दहत्यामि । बुधे चार्थ समागम ॥१९॥
ज्ञानलाभो गुरुवारे । शुक्रे मित्र समागम ॥
मलिनं च सदा वस्त्रं । निवेदितं शनिस्वरे ॥२०॥
वारानवीनवअस्य । परिधाने शुभामता ॥
सोमार्क शुक्र गुरवौ । रक्ते वस्त्रे कुजेपि च ॥२१॥

ભાવાર્થ:—રવીવારે નવું વસ્ત્ર પહેરે તો ફાટી જાય, સોમવારે પહેરે તો પલળતું રહે, મંગળવારે પહેરે તો અગ્નિથી બળી જાય, બુધવારે પહેરે તો ધનનો લાભ થાય, ગુરૂવારે પહેરે તો વિદ્યાનો લાભ થાય, શુક્રવારે પહેરે તો મિત્રનો મેળાપ થાય, શનીવારે પહેરે તો મલીન રહે, ધોવા વખત આવે નહીં. રાતા વસ્ત્ર પહેરવામાં મંગળવાર સારો છે. ॥ ૧૯-૨૧ ॥

## अथ श्री कांसाना वासणमां प्रथम जमवानुं मुहूर्त.

मृग पुष्योश्विनि चित्रा । अनुराधारेवतिकर ॥
शशी च जीव वारेषु । पात्रोयं शुभदायकाः ॥२२॥

ભાવાર્થ:—મૃગશર, પુષ્ય, અશ્વની, ચિત્રા, અનુરાધા, રેવતી, હસ્ત, એ નક્ષત્ર તથા સોમવાર, ગુરૂવાર, એ વાર નવા પાત્રમાં જમતાં સુખદાયક છે. ॥ ૨૨ ॥

## अथ श्री बाळकने प्रथम अन्न खवराववानुं मुहूर्त.

सोमे शुक्रे च मंदाग्नि । शनि भोमे बलक्षयं ॥
बुधार्क गुरुवारेषु । प्रसन्ना च हितावहा ॥२३॥

रेवती श्रुति पुनर्वसुहस्त । ब्राह्मयत्वाष्टि मृगशिर्षद्वये च ॥
उत्तरंचगदितंपृथुकानां । प्रसन्नेहितनवान्नविधानां॥२४॥

ભાવાર્થઃ—સોમ, શુક્રવારે બાળકને અન્ન ખવરાવે તો બાળકની ભુખ મરી જાયઃ શનીવારે તથા મંગળવારે બાળકને અન્ન ખવરાવે તો બાળકના બળનો નાશ થાય; બુધવાર, રવીવાર, ગુરૂવારે બાળકને અન્ન ખવરાવે તો બાળકને સુખશાંતી થાય.

રેવતી, શ્રવણ, પુનર્વસુ, હસ્ત, રોહિણી, ચિત્રા, મૃગશર, આદ્રા, ત્રણ ઉત્તરા એ નક્ષત્ર અને ઉપર કહેલા વાર બાળકને અન્ન ખવરાવવામાં સારા છે. ॥ ૨૩-૨૪ ॥

## अथ श्री नक्षेत्रमां गएली वस्तु मळवा विषे.

रोहिण्यादि वतुष्केषु । प्रतिभंचाभि धाइमा ॥
अंधदृगकेकराएयं च । चिपडाष्पंचदिव्य दृग् ॥२५॥

ભાવાર્થઃ—રોહિણી નક્ષત્રથી ચાર ચાર નક્ષત્ર અનુક્રમે ગણવાં. તે ગણતા આંધળા, કાંણા, ચીપડાં દેખતા નક્ષત્ર આગળ કહી ગયા છીએ તે પ્રમાણે સમજવાં. ॥ ૨૫ ॥

## अथ श्री नक्षेत्र अवस्था विचार.

अकाइळथेरानव बाला । वारह्रंति तरुणाय ॥
रवि रिखाउं गणिणं । दिनरखं ग्रावनिष्भंतं ॥२६॥
थेरां ठाणानहू चलइ । बालावति अवंति ॥
तरुणाजिहां गयानिहां गया । वलि पाछा न भवंति॥२७॥

नस्तंनष्ट दूतंद्रव्यं । द्रगांधेर्यन्नतःपरे ॥
लभ्यते चिप्पटे वार्त्ता । दिव्याक्षेसापिनाप्यते ॥२८॥

अंधेषुलभते शीघ्रं । काणकं च दिन त्रयं ॥
चिर्पटं मासमेकं च । दिव्य चक्षु न लभ्यते ॥२९॥
जात्यंधेषुदिशि पूर्वं । केकरि दक्षिणे पुनः ॥
पश्चिमं चिर्पटेधिश्चे । दिव्य चक्षु सिरुत्तरां ॥३०॥
गत वस्तु लभ्य नक्षत्र । न जीवत्यहिनादष्ट ॥
सुपर्णेनापिरक्षित । मघाश्लेषा विशाखाद्रा ॥
मूलेषु भरणि द्वयं ॥३१॥

ભાવાર્થઃ—સૂર્યના તપતા નક્ષત્રથી દીન નક્ષત્ર સુધી ગણતાં નવ નક્ષત્રમાં આવે તો બાળક અવસ્થા જાણવી. નવથી બાર નક્ષત્ર એટલે એકવીસ નક્ષત્ર સુધી તરૂણ અવસ્થા રહે છે. પાછલા છ નક્ષત્રમાં વૃદ્ધાવસ્થા સમજવી. કોઇ વસ્તુ જુવાન અવસ્થાના નક્ષ-ત્રમાં ગઈ હોય તો ન મળે, બાળક અવસ્થાના નક્ષત્રમાં ગઈ હોય તો તરત મળે, વૃદ્ધાવસ્થાના નક્ષત્રમાં ગઇ હોય તો સ્થિર-તાથી ( ઘણા વખતે ) મળે. કોઇ વસ્તુ ભુલી જાય અથવા ઉઠાવીને લઇ જાય તે આંધળા નક્ષત્રમાં ગઈ હોય તો તુરત મળે, ચીપડા નક્ષત્રમાં ગઈ હોય તો શ્રમ પડતાં મળે; અને દેખતા નક્ષત્રમાં ગઇ હોય તો ન મળે. વિશેષ બીના આગળ આપેલ છે. ॥ ૨૯–૩૧ ॥

## अथ श्री सर्प डंश करे तेनो विचार.

उरगवरुणरोद्रावासवेंद्रातिपूर्वा ।
यमं दहन विशाखा पापवारेण युक्ता ॥
तिथीषु नवमि षष्टि द्वादशिभिः चतुर्थि ।
भवति मरणयोगो रोगिणां मृत्युरेवं ॥३२॥

ભાવાર્થઃ—અશ્લેષા, સતભીશા, આદ્રા, ધનિષ્ટા, જેષ્ટા, ત્રણ પુર્વા, ભરણી, કૃતીકા, વિશાખા, એ નક્ષત્ર હોય; રવી, મંગળ, શનીવાર હોય; ચોથ, નોમ, છઠ્ઠ, બારશ, એ તીથીઓ હોય તો મરણ યોગ જાણવો. તેમાં સર્પ ડંશ કરે તો તે પુરૂષનું મરણ થાય. ॥ ૩૨ ॥

## अथ श्री घात तिथी विषे.

नंदा वृश्चिक मेपे च । भद्रा मिथुन कर्कयोः ॥
कन्याराशेयदाज्ञेयां । एपाकालस्यषट्दिना ॥३३॥
जया धन कुंभ सिंहे । रिक्ता तुले वृखे तथा ॥
पूर्णा मिन मकरयोः । कालो यं मुनि भाषितं ॥३४॥

ભાવાર્થઃ—મેષ રાશી તથા વૃશ્ચીક રાશીવાળાને નંદા તીથી ઘાતીક જાણવી; મીથુન તથા કર્ક રાશીવાળાને ભદ્રા તીથી ઘાતીક જાણવી; કન્યારાશીવાળાને પુર્ણા તીથી ઘાતીક જાણવી. એ તીથીઓ રોગી પુરૂષને ભારે કષ્ટ કરનારી જાણવી. ધનરાશી તથા કુંભ-રાશીવાળાને જયા કાળ તીથી જાણવી; વરખ તથા તુલા રાશી-વાળાને રીક્તા કાળ તીથી જાણવી; મીન તથા મકર રાશીવાળાને પુર્ણા કાળ તીથી જાણવી. એ મુનીઓનાં વચન છે. ॥૩૩-૩૪॥

## अथ श्री रोगीने रोगथी मुक्त थवानो विचार.

स्वातिपूर्वास्त्रयाश्लेषा । ज्येष्टाद्रा रोगीणो माति ॥
रेवत्यामनुराधायां । कष्टानिरोगता भवेत् ॥३५॥
मासान्मृगोत्तराषाढा । मघासुदिन विंशति ॥
विशाखा भरणि हस्त । धनिष्टासुचपक्षत् ॥३६॥
एकादशाहा चित्रायां । श्रुतो शतभिष्यज्याति ॥
अश्वानि कृतिका मूले । नीरुज्यंनवभिर्दिने ॥३७॥

पुष्योत्तरा भद्रपदा । फाल्गुणि रोहिणिषु च ॥
पुनर्वशोश्च ससाहा । तारा वेदानु कुलभाक् ॥३८॥

चरेषु मृदूषुक्षिप्र । वर्गे मूले च भेषजां ॥
रोग नासवय स्थायि । देह वृंहण मिष्यति ॥३९॥

**ભાવાર્થઃ**—સ્વાંતિ, પુર્વાફાલ્ગુણી, પુર્વાષાઢા, પુર્વાભાદ્રપદ, અશ્લેષા, જ્યેષ્ટા, આદ્રા એ નક્ષત્રોમાં રોગીને પ્રથમ રોગ થાય તો મૃત્યુ પામે; રેવતી, અનુરાધામાં રોગ થાય તો રોગ વહેલો મટે; મૃગશર, ઉત્તરાષાઢા, મઘા એ નક્ષત્રોમાં રોગ થયો હોય તો વીસ દીવસ સુધી દુઃખ પામે; વિશાખા, ભરણી, હસ્ત, ધનિષ્ટા એ નક્ષત્રોમાં રોગ થાય તો પંદર દીવસ દુઃખ રહે; ચિત્રા નક્ષત્રમાં રોગ થાય તો અગીઆર દીવસ સુધી રોગ રહે; શ્રવણ, સતભીશા, અશ્વની, કૃતિકા, મુળ એ નક્ષત્રોમાં રોગ થાય તો નવ દીવસ સુધી દુઃખ ભોગવે; પુષ્ય, ઉત્તરાભાદ્રપદ, ઉત્તરાફાલ્ગુણી, પુનર્વસુ એ નક્ષત્રોમાં રોગ થાય તો સાત દીવસ સુધી રોગ રહે. રોગીને ચોથી તારા સારી જાણવી. હવે રોગીને ઔષધ કરવાનું મુહુર્ત કહે છે.

ચર નક્ષત્ર એટલે સ્વાંતિ, પુનર્વસુ, શ્રવણ, મૃદુ નક્ષત્ર એટલે મૃગશર, ચિત્રા, રેવતી, ક્ષિપ્ર નક્ષેત્ર એટલે હસ્ત, અશ્વની, પુષ્ય, અભિજીત એ નક્ષત્રોમાં ઔષધ કરે તો રોગનો નાશ થાય એટલે જન્મપર્યંતનો રોગ નાશ પામે, અને શરીરને પુષ્ટ કરે. ॥ ૩૫–૩૯ ॥

## अथ श्री प्रेत कार्य विषे विचार.

प्रेत क्रिया न कर्त्तव्या । यमलेच त्रिपुष्करे ॥
आद्रा मुलानुराधायां । मिश्र क्रूर ध्रुवेषुच ॥४०॥

प्रेत क्रियाँ न कर्त्तव्या । रविवारे पुनर्वसु ॥
आद्रा मूलानुराधाया । मिश्र क्रूर ध्रुवेषुच ॥४१॥
यमलं त्रिपुष्करंश्चैव । तथा श्रावण पंचकं ॥
प्रेत कार्यं न कर्त्तव्यं । मूलाद्रा भरणी तथा ॥४२॥
अश्वनिपुष्यहस्तस्य । स्वाति श्रवण रेवतिं ॥
ज्येष्ठ प्रेत क्रिया कार्यं । रविवारे विनाबुद्धैः ॥४३॥

ભાવાર્થઃ—પ્રેત કાર્યની ક્રિયા યમલ યોગ તથા ત્રીપુષ્કર યોગમાં ન કરવી. આદ્રા, મુળ, અનુરાધા, મિશ્ર, ક્રૂર, ધ્રૂવ, એ નક્ષત્રોમાં પ્રેતની ક્રિયા ન કરવી. યમલ યોગ, ત્રીપુષ્કર યોગ, શ્રવણ, ધનિષ્ટા આદિ પાંચ નક્ષત્ર એટલે પંચકમાં પ્રેતની ક્રિયા ન કરવી. મુલ, આદ્રા, ભરણી, અશ્વની, પુષ્ય, હુસ્ત, સ્વાંતિ, રેવતી, જયેષ્ટા; રવીવાર તથા બુધવાર એ નક્ષત્રો તથા વાર તજવા. ॥૪૦–૪૩॥

## अथ श्री मृत क्रिया विषे.

पूर्वास्त्रियाश्विनिमूलं । कृतिका च श्रुतिद्वये ॥
हस्त चित्रा मघा पुष्य । नुराधारेवति मृगे ॥४४॥
मृते साधा भवेदेक । पुत्रकोद्धौपुनर्ध्रूवे ॥
पुनर्वशो विशाखाया । मपिनान्येषकिंचन ॥४५॥

ભાવાર્થઃ—મરણ પામેલા માણુસ પાછળ તેર દીવસ ગયા પછી તેની યોગ ક્રિયા ઉપર શ્લોકમાં દેખાડયા પ્રમાણે કરવામાં આવે છે. ॥ ૪૫ ॥

## अथ श्री प्रथम गोचरी तपश्चर्या तथा लोच करवानुं मुहूर्त्त.

मृदु ध्रुव चर क्षिप्रौ । वारे भौम-शनिर्विना ॥

आद्याटनं तपोनंद्या । लोचादिक शुभंमत्तं ॥४६॥
कृतिका च विशाखा च । मघा च भरणीषु च ॥
एभि चतुर्भि नक्षत्रे । लोच कर्म न कारयेत् ॥४७॥

ભાવાર્થઃ—મૃદુ નક્ષત્ર એટલે મૃગશર, રેવતી, ચિત્રા, ધ્રૂવ નક્ષત્ર એટલે ત્રણ ઉત્તરા, રોહિણી, ચર નક્ષત્ર એટલે સ્વાંતિ, પુનર્વસુ, શ્રવણ, ક્ષિપ્ર નક્ષત્ર એટલે હસ્ત, અશ્વની, પુષ્ય, અભીજીત એ નક્ષત્ર; અને મંગળવાર, શનીવાર એ બે વાર તજી બાકીના વાર લે તો સારૂં ફળ આપે. કૃતિકા, વિશાખા, મઘા, ભરણી એ ચાર નક્ષત્ર લોચ કરવામાં તજવાં. ॥ ૪૬–૪૭ ॥

## अथ श्री चंद्रमाना उदयनो विचार.

अलिसिंहे धनुर्वक्रो । शुलावः कन्यका तुले ॥
दक्षिणाभ्युदितोमिन । मेषे कुंभ वृषेसम ॥४८॥
मिथुने मकरेचोत्त । रुन्नतोथहलोपम ॥
धनु कर्कखोश्लाध्यो । नवेंदूर शुभोन्यथा ॥४९॥
विडवरंहिसमचेंद्रे । दुर्भिक्षं चोत्तरैन्नते ॥
व्याधी पिडा भयां शूले । सुभिक्षं दक्षिणोनते ॥५०॥
रक्ते रसाक्षयंयांति । शूक्ले वृष्टि समागम ॥
धुम्रेतु विड्वरं विद्यात् । कृश्न मृत्युर्न शंशय ॥५१॥
आद्रा भरणि असलेषा । जिठाअनेशताभिषाशाईछठा ॥
एहरिखेउगामइमयंका तोमहीमंडलरुलइंकरंका ॥५२॥

ભાવાર્થઃ—વૃશ્ચિક, સિંહ, ધન, એ ત્રણ સંક્રાંતીમાં ચંદ્રમા વાંકો ઉગે; કન્યા, તુલા, એ સંક્રાંતીમાં ઉભો શુળીને આકારે ઉગે; મીન સંક્રાંતીમાં જમણી બાજુએ ઊંચો હોય; મેષ, કુંભ,

વૃષભ, સંક્રાંતીમાં સમાન એટલે સરખો ઉગે; મિથુન, મકર, સંક્રાંતીમાં હળને આકારે ઉગે તો સારૂં ફળ આપે. ધન, કર્ક, સંક્રાંતીમાં નિર્મળ વાદળા વિના ઉગે તો સારો, અને ઉપર કહ્યાથી વિપરીત ઉગે તો માઠું ફળ આપે. સમ એટલે સરખો ચંદ્રમા ઉગે તો બહુ સારો. ઉત્તર દીશામાંથી ઉંચો ઉગે તો મોંઘવારી તથા ભય કરે. શુળીને આકારે ઉગે તો રોગાદિક પીડાનો ભય કરે. દક્ષીણ દીશામાં ચંદ્રમાનું શીંગડું એટલે અણી ઉંચી હોય તો સુકાળ કરે. રાતા રંગનો ચંદ્ર ઉગે તો રસવાળી વસ્તુ મોંઘી થાય. શુદ્ધ ધોળો ચંદ્ર ઉગે તો ઉત્તમ સારો વરસાદ થાય. ધુમાડા જેવો ચંદ્રમા ઉગે તો ભય તથા દુઃખ કરે, કાળા રંગનો ચંદ્રમા ઉગે તો દુનીઆમાં મરણનો વધારો થાય.

આદ્રા, ભરણી, અશ્લેષા, જયેષ્ટા, સતભીષા, સ્વાંતિ એ ૭ નક્ષત્રમાં ચંદ્રમા ઉગે તો પૃથ્વી ઉપર ભયાનક તોફાન થાય.

ચંદ્રમા ઉગવા સંબંધી જે હકીકત કહી છે, તે બીજનો ચંદ્રમા ઉગતો જાણવો. ॥ ૪૮–૫૨ ॥

## अथ श्री रवी संक्रांतीनुं फल.

भान्नोदय विपवत्ती जगत्त विपत्ती ।
मध्येदिने सकल शस्प विनाशहेतु ॥
अस्तंगते सकल शस्प समृद्ध वृध्यौ ।
क्षेमं सुभिक्ष्यम तुलं निसि चार्द्ध रात्रौ ॥५३॥

ભાવાર્થઃ—સુર્યોદયમાં સંક્રાંતી બેસે તો વિષવતી કહીએ એટલે પ્રજામાં વિપત્તી થાય; મધ્યાન્ સમયમાં સંક્રાંતી બેસે તો સર્વ ધાન્ય મોંઘુ કરે, અને ખેતીનો વિનાશ થાય; સુર્યાસ્ત સમયમાં સંક્રાંતી બેસે તો સર્વ ધાન્યની વૃદ્ધિ થાય, સોંઘુ થાય; અર્ધ રાત્રીમાં સંક્રાંતી બેસે તો દુઃખનો નાશ થાય, સુભિક્ષ કરે, સર્વ વસ્તુ સમભાવે રાખે. ॥ ૫૩ ॥

## अथ श्री लग्न घडी पळ प्रमाण.

घटी चतुष्क मापानां । प्रमाणां मेष मीनयोः ॥
सोडसः पला च घटा । चतुस्रो वृष कुंभयोः ॥५४॥
मिथुने मकरे पंच । घटी पंच पलाधिका ॥
धन कर्के कला पंच । एक चत्वारि सत्पले ॥५५॥
पल्याधी चत्वारि सद्भिः । कला पंचालि सिंघयोः ॥
एक त्रिंशत् पलान घट्रा । पंचेव तुल कन्ययोः ॥५६॥
सार्द्ध सप्त अजा मीन ॥ सार्द्ध अष्टो घटौ वृखा ॥
दश मकरे दश मिथुने । कर्के धने एकादश ॥५७॥
एकादश अलि सिंहो । कन्ये तुले एकादश ॥
भानुं संक्र मतो मांन । पलंहित्वा दिने दिने ॥५८॥
द्वादश लग्न घटि पल मांन। कृतिका भरण्यश्लेषा ॥
मघा मूलद्धिदेवत पूर्वा त्रयानवेता च ।
अधो वक्रा प्रकिर्त्तिता ॥५९॥
एषु कुप तडा गानि । पर्व देव ग्रहाणि च
विद्यारंभ निधी स्थाप्यं । निधानो खननं तथा ॥६०॥
गणितंयोतिषारंभं । खएवं बिल्व प्रवेशनं ॥
अधो मुखानि कार्याणि । तानि सर्वाणि साधयेत् ॥६१॥

**ભાવાર્થઃ**—મીન, મેષ, લગ્ન ત્રણ ઘડી ૪૫ પળ ભોગવે; વરખ, કુંભ લગ્ન, ચાર ઘડી ને ૧૫ પળ ભોગવે; મીથુન, તથા મકર લગ્ન પાંચ ઘડી ને પાંચ પળ ભોગવે; ધન તથા કર્ક લગ્ન

પાંચ ઘડી ને ૪૧ પળ ભોગવે; સિંહ તથા વૃશ્ચીક લગ્ન પાંચ ઘડી ને ૪૨ પળ ભોગવે; કન્યા તથા તુલા લગ્ન પાચ ઘડી ને ૩૧ પળ ભોગવે. એ લગ્નની ઘડી તથા પળનું માન કહ્યું. હવે સંક્રાંતીનું ઘડી પળનું માન કહે છે.

મેષ તથા મીન સંક્રાંતી સાડા સાત ઘડી ભોગવે; વરખ તથા કુંભ સાડા આઠ ઘડી ભોગવે; મીથુન તથા મકર દશ ઘડી ભોગવે; કર્ક તથા ધન અગીઆર ઘડી ભોગવે; સિંહ તથા વૃશ્ચીક અગીઆર ઘડી ભોગવે; કન્યા તથા તુલા અગીઆર ઘડી ભોગવે; કર્ક સંક્રાંતીથી દીનમાન ઘટે; મેષ તથા તુલા સક્રાંતીમાં દીવસ રાત્રી સરખાં હોય; મકર સંક્રાંતીથી દીનમાન વધે અને રાત્રી ઘટે; એમ અનુક્રમે દીવસ રાત્રી વધે તથા ઘટે. વિશેષ ઘડી પળનું માન નીચેના યંત્રથી સમજાશે. ॥ ૫૪–૬૧ ॥

### અથ શ્રી લગ્ન, ઘડી, પળ માનનું યંત્ર.

| લગ્ન માન | મેષ | વરખ | મીથુન | કર્ક | સીંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઘડી માન | ૩ | ૪ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૪ | ૩ |
| પળ માન | ૪૫ | ૧૬ | ૫ | ૪૧ | ૪૨ | ૩૧ | ૩૧ | ૪૨ | ૪૧ | ૫ | ૧૬ | ૪૫ |

### અથ શ્રી સંક્રાંતી, પળ, વિપળ માન યંત્ર.

| સંક્રાતિ | મેષ | વરખ | મીથુન | કર્ક | સીંહ | કન્યા. | તુલા | વૃશ્ચિક | ધન | મકર. | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પળ માન | ૭ | ૮ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૦ | ૮ | ૭ |
| અક્ષરમાન. | ૩૦ | ૩૨ | ૧૦ | ૨૨ | ૨૪ | ૨ | ૨ | ૨૪ | ૨૨ | ૧૦ | ૩૨ | ૩૦ |
| દીન પ્રત્યે ભોગવે. | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |

## અથ શ્રી નીચા મુખવાળા નક્ષત્રનો વિચાર.

કૃતિકા, ભરણી, અશ્લેષા, મઘા, મુળ, વિશાખા, ત્રણ પૂર્વા એ નવ નક્ષત્ર નીચા મુખવાળાં કહ્યાં છે, માટે એ નક્ષત્રોમાં કુવો તથા તળાવ કરાવવાં નહીં. પણ દેવસ્થાન, નવું ઘર, વિદ્યાનો આરંભ તથા કોઈ વસ્તુ જમીનમાં થાપણ તરીકે મુકવામાં તથા જમીનમાંથી ધન કાઢવામાં, ગણીત વિદ્યા ભણવામાં, જ્યોતિષનો અભ્યાસ કરવામાં એ સર્વે કામ નીચા મુખવાળા નક્ષત્રમાં કરે તો સિદ્ધ થાય.

## अथ श्री चारपगां जनावर लेवानुं मुहूर्त्त.

रेवति श्विनी चित्राश्च । स्वाति हस्त पुनर्वसु ॥
अनुराधा मृगे ज्येष्टा । एता च पार्श्वतो मुखा ॥६२॥
एतेषा श्वंगजोष्दं च । अनड्वाहं मदंखरं ॥
वप्यनं कृष्य वाणिज्यं । गमनं क्रूर कर्मसु ॥६३॥
अर वृचक्रयं वाणि । तानि सर्वाणि कारयेत् ॥६४॥
रोहिण्याद्रा धनिष्टा च पुष्यं त्रिणुतराणि च ॥
श्रवणं शतभिषाचैव । नवेत्युर्द्ध मुखा स्मृता ॥६५॥
एषु राज्याभिषेकं च । पट्टबंधतु कारयेत् ॥
आराम गृहे प्रासादे । प्राकार छत्र तोरणं ॥६६॥
धज चिह्नो पताका च । शंख चामर मोक्तिकं ॥
नारिणां अभिषेकं च । तानि सर्वाणि कारयेत् ॥६७॥

ભાવાર્થઃ—રેવતી, અશ્વની, ચિત્રા, સ્વાંતિ, હસ્ત, પુનર્વસુ, અનુરાધા, મૃગશર, જેષ્ટા એ નક્ષત્ર વાંકા મુખવાળાં જાણવા. એ નક્ષત્રમાં હાથી, ઘોડા, ઊંટ, બળદ વિગેરે ખેતી લાવવામાં તથા

વણુજ વેપાર કરવામાં સારા છે. ગાડી રથ વિગેરે વાહનમાં પ્રથમ બેસવાના સારા છે. રોહિણી, આર્દ્રા, ધનિષ્ટા, પુષ્ય, ત્રણ ઉત્તરા, શ્રવણ, સતભીશા, એ નક્ષત્રો ઊંચા મુખનાં કહ્યાં છે. રાજ્યાભિષેક તથા પાટ અભિષેક તથા બગીચો, મહેલ એ કામોમાં એ નક્ષત્રો સારાં છે. વિશેષમાં ઊર્ધ્વમુખી નક્ષત્ર ધ્વજા, કળશ, પતાકા તથા સ્ત્રીઓને નવા આભુષણ પહેરવામાં સારાં છે. ॥ ૬૨–૬૭ ॥

## अथ श्री राहू फल विचार.

निज राशौ ग्रहण दिने ।
त्रिषट् दशैकादश शुभौ राहू ॥
अपरे राहू माहू ।
जन्मस्थं विवर्जितं शशिवत् ॥ ६८ ॥
ग्राम स्त्री तीये नवम चतुर्थे ।
तथायु संख्या शुभदश्च राहू ॥
सुत्पांत्यः रंध्रां दशमश्च मध्ये ।
हीनो मुनि नेत्र रसास्तदादौ ॥ ६९ ॥

ભાવાર્થઃ—પોતાની રાશીથી ગણતાં રાહુ આવે તેનું ફળ નીચે પ્રમાણેઃ—

ત્રીજો, છઠ્ઠો, દસમો, અગીઆરમો એ રાહુ હોય તો શુભ ફળ આપે, પણ જન્મનો રાહુ વર્જીત કરવો. તે રાહુનું ફળ ચંદ્રમા સમાન જાણવું. પોતાની રાશીથી પાંચમો, ત્રીજો, નવમો, ચોથો, અગીઆરમો એ ગણત્રીના રાહુ હોય તો સારૂ ફળ આપે, શુભ કરે; પાંચમો, બારમો, આઠમો, દસમો મધ્યમ ફળ આપે; અને પહેલો, છઠ્ઠો, બીજો, સાતમો એ રાશીનો રાહુ અનિષ્ટ ફળ આપે. ॥ ૬૮–૬૯ ॥

## अथ श्री घर करवानुं तथा वसवानुं मुहूर्त्त.

देवगृहं स्वगृहं वा । प्रारम्भं शोक कारणं भवति ॥
चैत्रे मास अवस्यां । वैशाखे विपुल धन हेतु ॥७०॥
चैत्रे शोक करं विद्यात् । वैशाखे च धनागम ॥
ज्येष्ट मासे भवेन्मृत्यु । आषाढे पशु नाशनं ॥७१॥
श्रावणे धन धान्यानि । शुन्य भाद्रपदेन च ॥
आश्विने कलहं घोरं । कार्त्तिके मृत्युदायकं ॥७२॥
मार्गशीर्ष धन प्राप्ति । । पोषे च सर्व संपदा ॥
माघे अग्नि भयं विद्या । त्फाल्गुने च श्रियागम ॥७३॥
वास्तु मध्ये समाख्याता । चिरायु विश्व कर्मणा ॥
वैशाखे श्रावणे मार्गे । फाल्गुने क्रियते गृहं ॥७४॥

**ભાવાર્થઃ**—દેવગૃહ તથા પોતાના ઘરમાં પ્રવેશ કરવામાં જો ચૈત્ર માસ હોય તો શોક સંતાપ થાય તેમજ તે મકાન થોડો વખત રહી શકે; જો વૈશાખ માસમાં પ્રવેશ કરે તો ઘણું ધન પ્રાપ્ત થાય; જેઠ માસમાં પ્રવેશ કરે તો મૃત્યુ થાય; અષા-ડમાં પ્રવેશ કરે તો પશુનો નાશ થાય; શ્રાવણ માસમાં પ્રવેશ કરે તો ધન ધાન્યની સારી પ્રાપ્તી થાય; ભાદરવામાં પ્રવેશ કરે તો મકાન શૂન્ય થાય; આસો માસમાં ઘર પ્રવેશ કરે તો કલેશ થાય; કારતક માસમાં ઘર પ્રવેશ કરે તો મૃત્યુ થાય; માગશર માસમાં ઘર પ્રવેશ કરે તો ધનની પ્રાપ્તિ થાય; પોષમાં ઘર પ્રવેશ કરે તો સંપદા મળે; મહા માસમાં ઘર પ્રવેશ કરે તો અગ્નિનો ભય થાય; ફાગણ માસમાં ઘર પ્રવેશ કરે તો લક્ષ્મીની પ્રાપ્તિ થાય; એ પ્રમાણે શિલ્પશાસ્ત્રમાં કહ્યું છે. ઘર

બાંધવામાં વૈશાખ, શ્રાવણ, માગશર અને ફાગણ એ ચાર માસ ઉત્તમ કહ્યાં છે. ॥ ૭૦–૭૪ ॥

## अथ श्री शेषनागनी विधि.

वैद्यां वृषे गृहे सिंघे । त्रिक मीने सुरालये ॥
मित्रा मित्रस्य स्थानेषु । शेषनाग विधीयते ॥७५॥
ईशानह धुरि आदिदे । धुरे गणिजे मिन ॥
त्रिह्न मासे कर्म करइं । शेष सिंहारभमंति ॥७६॥
सिरि च पइंगेहण मरइं । कडीयां मरज स्वामि ॥
पुठि कुडंबोपरिहरइं । कुसलं च वच्छे ठामि ॥७७॥

ભાવાર્થઃ—શેષ નાગના યંત્ર પ્રમાણે મકાન તથા પરણુવાની ચૉરીની ખૂંટી વિષે કહે છે. મીન રાશીથી અનુક્રમે સરોવર બનાવવામાં સમજવું. મીન લગ્ન અથવા સિંહ લગ્ન ઘર બાંધવામા લેવું, અને સિંહ લગ્નથી શેષ નાગનું ઘર જોવું. વરખ રાશીથી તથા વરખ સંક્રાંતીથી ચૉરીમાં શેષ નાગનો વાસો સમજવો. દેવમંદીર વિષે મીન રાશીથી સમજવો. ઇશાન ખૂણેથી લઇને ચાર ખૂણે ત્રણ ત્રણ સંક્રાંતીએ શેષ નાગ સમજવો. સિંહ, કન્યા, તુલા એ ત્રણ સંક્રાંતીમાં ઇશાન ખૂણામાં શેષ નાગનું ઘર હોય છે. એમ અનુક્રમે ત્રણ ત્રણ રાશી સમજવી. તેમાં જો મકાન બાંધતી વખતે શેષ નાગના માથે ખીલી આવે તો સ્ત્રી મરે, કેડમાં ખીલી આવે તો ઘરધણી મરે, પુંઠે ખીલી આવે તો કુંટુબનો નાશ થાય, પૂંછ ઊપર ખીલી આવે તો સર્વે કાર્યની સીદ્ધિ થાય. ॥ ૭૫–૭૭. ॥

## अथ श्री गुरुनुं फल.

एकदशो द्वातियस्य । नव सप्तम पंचम ॥
गुरु धर्मार्थ कामादि । भवेत्सिद्धि करस्तदा ॥७८॥

**ભાવાર્થ**:—અગીઆરમા, બીજા, ત્રીજા, નવમા, સાતમા, પાંચમા, એ ગુરૂ મ્હોટા ધર્મકાર્ય કરવામાં સીદ્ધિદાયક કહ્યાં છે; માટે ગુરૂનું બળ જોઈ કામ કરવું. ॥૭૮॥

---

## अथ श्री कुंडली जोवा विषे.

देहं १ द्रव्य २ पराक्रमौ ३ सुख ४ सुतं ५
शत्रु ६ कलत्रं ७ मृति ८ भाग्यं । ९ राज्यपदं १०
क्रमेण गदिता लाभ ११ व्ययौ १२ लग्नतः ॥
भावा द्वादश तत्र सौख्य शरणं देहं मतं देहीनाम् ।
तस्मादेव शुभा शुभाख्य कलजो कार्योबुधे निर्णयः॥१॥

## अथ श्री सर्वांग योग यंत्र.

| રવી | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૮ | ૮ | ૬ | ૨ | ૧–૪ | ૩–૫ |
| ૨ | ૫ | ૪ | ૩ | ૭ | ૮ | ૮ |
| ૬ | ૧ | ૭ | ૮ | ૫ | ૬ | ૭ |
| લક્ષ્મિ | દુઃખ | લાભ | શોક | સુખ | ધીરજ | અન્ન |

**ભાવાર્થ**:—સર્વાંગ યોગ એટલે રવીવારે ૧ ૨ ૬ એ મુહુર્તમાં કામ કરે તો લક્ષ્મિની પ્રાપ્તિ થાય; અને એજ પ્રમાણે સાતે વારના મુહુર્ત અને લાભાલાભ ઉપરના યંત્રથી સમજવા, મુહુર્ત એટલે બે ઘડી જાણવી.

**ભાવાર્થઃ**—ઉપરની કુંડલીની મતલબ એવી છે, કે અનુક્રમે બાર ભુવન (સ્થાન) આપ્યા છે, તેમજ બાર રાશીના નામ દેખાડેલા છે. હવે તેમાં જોવું, કે કયા સ્થાનમાં કયો ગ્રહ આવ્યો છે, અને તે ઊંચાનો છે કે નીચાનો છે, શત્રુ છે કે મીત્ર છે, એ બીના સર્વે ઉપર દેખાડેલી છે, તે જોવાથી આખી જીંદગીનું સુખ દુઃખ આપણે જાણી શકીશું તેમજ ઉપર દેખાડેલા બાર ભુવનમાં ૧ ૪ ૭ ૧૦ એ સ્થાનોમાં મંગળગ્રહ આવ્યો હોય તો સ્ત્રીને ઘાટડીએ અને પુરૂષને પાઘડીએ એમ સમજવું. વિશેષ બીના ઉપર આપી છે. ॥ ૧ ॥

## અથ શ્રી રોગીને રોગથી મુક્ત થવાનો યંત્ર.

| અંક | નક્ષેત્ર. | પાયો ૧ લો. | પાયો ૨ જો. | પાયો ૩ જો. | અંક | નક્ષેત્ર. | પાયો ૧ લો. | પાયો ૨ જો. | પાયો ૩ જો. | અંક | નક્ષેત્ર. | પાયો ૧ લો. | પાયો ૨ જો. | પાયો ૩ જો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | કૃતિકા. | દીન ૫ | દીન ૧૦ | મરણુ | ૧૦ | ઊત્તરાફા | દીન ૧૪ | દીન ૭ | દીન ૮ | ૧૯ | ઊતરાષાઢા | દીન ૧૫ | દીન ૧૨ | દીન ૨૦ |
| ૨ | રોહિણી | દીન ૯. | દીન ૧૩ | દીન ૧૦ | ૧૧ | હસ્ત | દીન ૮ | દીન ૪ | દીન ૫ | ૨૦ | શ્રવણ | દીન ૭ | દીન ૧૦ | દીન ૧૬ |
| ૩ | મૃગશર. | દીન ૭ | દીન ૧૩ | દીન ૧૦ | ૧૨ | ચીત્રા | દીન ૩ | દીન ૯ | દીન ૧૦ | ૨૧ | ધનીષ્ટા | દીન ૨૭ | દીન ૨૦ | દીન ૯ |
| ૪ | આદ્રા | દીન ૧૫ | દીન ૧૨ | મરણ | ૧૩ | સ્વાતી | દીન ૧૦ | દીન ૧૨ | મરણુ | ૨૨ | શતભીષા | દીન ૮ | દીન ૧૮ | દીન ૧૬ |
| ૫ | પુનર્વસુ | દીન ૪૫ | દીન ૭ | દીન ૨૫ | ૧૪ | વીશાખા | દીન ૪૮ | દીન ૧૨ | દીન ૨૫ | ૨૩ | પૂર્વાભાદ્ર. | દીન ૯ | મરણુ | દીન ૧૨ |
| ૬ | પુષ્ય. | દીન ૭. | દીન ૧૨ | દીન ૨૧ | ૧૫ | અનુરાધા | દીન ૭ | દીન ૧૫ | મરણુ | ૨૪ | ઊતરાભાદ્ર. | દીન ૧૦ | દીન ૨૦ | દીન ૨૦ |
| ૭ | અશ્લેષા | દીન ૯ | દીનમરણ | દીન ૪૪ | ૧૬ | જેષ્ટા | દીન ૪૫ | દીન ૧૬ | મરણુ | ૨૫ | રેવતી | દીન ૮ | દીન ૬૭ | મરણુ |
| ૮ | મઘા. | દીન ૭ | દીન ૨૦ | મરણુ | ૧૭ | મૂલ | દીન ૧૫ | મરણુ | મરણુ | ૨૬ | અશ્વિની | દીન ૧૦ | દીન ૭૭ | દીન ૩૨ |
| ૯ | પૂર્વાફા. | દીન ૧૩ | દીન ૭ | મરણુ | ૧૮ | પૂર્વાષાઢા | દીન ૯૦ | દીન ૧૬ | મરણુ | ૨૭ | ભરણી | દીન ૯ | મ ણુ | મરણુ |

**ભાવાર્થઃ**—પ્રથમ રોગીને પુંછવું કે કયે દિવસે રોગ થયો, તે પછી તે દિવસનું નક્ષેત્ર જોવું. જે નક્ષેત્ર હોય તે નક્ષેત્રના ત્રણ ભાગ (પાયા) કરવા એટલે પહેલે પાયે વીસ ઘડી, બીજે પાયે વીસ ઘડી, ત્રીજે પાયે વીસ ઘડી, એમ એક નક્ષેત્ર સાઠ ઘડી હોય છે. તેના ત્રણ ભાગ વીસ ઘડીના થયા. ત્યારે ધારો, કે રોગીને પુછતાં રોગીએ કૃતીકા નક્ષેત્રના પહેલા પાયે રોગ થયો એમ કહ્યું; તો ઉપર યંત્રમાં જોવું તો ત્યાં પાંચ દીન મુકયા છે, તો જાણવું કે પાંચ દીવસમાં રોગી રોગથી મુક્ત થશે, જો બીજો પાયો હોય તો દસ દીનમાં રોગી રોગથી મુક્ત થશે, અને જો ત્રીજો પાયો હોય તો મરણ અથવા મરણાંતીક કષ્ટ; એમ સત્તાવીસે નક્ષેત્ર ઉપલા યંત્રથી જોઈ લેવા. પણ બરાબર તેના નક્ષેત્ર તથા પાયા ચોક્કસ કરીને બોલવું. જેમ તેમ બોલવું નહીં.

## अथ श्री वर्षना चार स्थंभनो यंत्र.

| સ્થંભ | માસ | તીથી | નક્ષત્ર |
|---|---|---|---|
| પાણીનો | ચૈત્ર શુદી | ૧ | રેવતી |
| તાપનો | વૈશાખ શુદી | ૧ | ભરણી |
| પવનનો | જેઠ શુદી | ૧ | મૃગશર |
| અન્નનો | અષાઢ શુદી | ૧ | પુનર્વસુ |

**ભાવાર્થઃ**—ઉપરના માસ, તીથી, નક્ષત્ર જે વર્ષમાં હોય તે વર્ષ સારૂં ગણાય છે. જેમકે, ચૈત્ર શુદી ૧ને દીવસે રેવતી નક્ષત્ર હોય તો વરસાદ સારો થાય, વૈશાખ શુદી ૧ને દીવસે ભરણી નક્ષત્ર હોય તો તાપ અનુકુળ પડે, જેઠ શુદી ૧ને દીવસે મૃગશર નક્ષત્ર હોય તો પવન અનુકુળ વાય, અને અષાઢ શુદી ૧ને દીવસે પુનર્વસુ હોય તો અન્ન સારૂં પાકે.

# अथ श्री गयेली वस्तु मळवा न मळवानो विचार.

| નંબર. | નક્ષેત્રનાં નામ. | નંબર. | નક્ષેત્રનાં નામ. |
|---|---|---|---|
| ૧ | અશ્વનીમાં ગયેલી વસ્તુ દીન ૯ માં મળે | ૧૫ | સ્વાંતીમાં ગઇ વસ્તુ ન મળે. |
| ૨ | ભરણીમાં દીન ૧૫ માં મળે | ૧૬ | વિશાખામાં દીન ૧૫માં મળે. |
| ૩ | કૃતીકામાં દીન ૯ માં મળે. | ૧૭ | અનુરાધામાં કષ્ટથી મળે. |
| ૪ | રોહિણીમાં દીન ૭ માં મળે. | ૧૮ | જ્યેષ્ટામાં ગઇ વસ્તુ ન મળે. |
| ૫ | મૃગશરમાં દીન ૩૦ માં મળે. | ૧૯ | મૂળમાં દીન ૯માં મળે. |
| ૬ | આદ્રામાં ગઇ વસ્તુ ન મળે. | ૨૦ | પૂર્વાષાઢામાં ગઇ વસ્તુ ન મળે. |
| ૭ | પુષ્યમાં દીન ૭ માં મળે. | ૨૧ | ઉત્તરાષાડામાં દીન ૩૦માં મળે. |
| ૮ | પુનર્વસુમાં દીન ૭માં મળે. | ૨૨ | અભીચમાં દીન ૧૨માં મળે. |
| ૯ | અશ્લેષામાં ગઈ વસ્તુ ન મળે. | ૨૩ | શ્રવણમાં દીન ૧૫માં મળે. |
| ૧૦ | મઘામાં દીન ૨૦માં મળે. | ૨૪ | ધનિષ્ટામાં દીન ૧૧માં મળે. |
| ૧૧ | પુર્વાફાલ્ગુણીમાં ગઇ વસ્તુ ન મળે. | ૨૫ | શતભીષામાં દીન ૧૧માં મળે. |
| ૧૨ | ઉત્તરાફાલ્ગુણીમાં દીન ૭ માં મળે. | ૨૬ | પુર્વાભાદ્રપદમાં ગઇ વસ્તુ ન મળે. |
| ૧૩ | હસ્તમાં દીન ૧૫માં મળે. | ૨૭ | ઉત્તરાભાદ્રપદમાં દીન ૭માં મળે. |
| ૧૪ | ચિત્રામાં દીન ૧૧માં મળે. | ૨૮ | રેવતીમાં ગઇ વસ્તુ કષ્ટથી મળે. |

**ભાવાર્થઃ**—ગયેલી વસ્તુ કયારે મળશે એમ કોઈ સવાલ પુછે તો તે દિવસનું નક્ષેત્ર જોઈ તેના દીવસ કહેવા અથવા નહિં મળે એમ કહેવું. તે વસ્તુ કઇ દીશામાં ગઇ છે તે જોવા વિષે આગળ જણાવેલ છે.

## અથ શ્રી શુભ યોગ યંત્ર.

| વાર. | તીથી. | | | નક્ષત્ર. | | | | | | | | | યોગ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રવી | ૧ | ૮ | ૯ | હસ્ત | ઊત્તરાષા. | ઊત્તરાફા. | ઊત્તરાભા | મુળ | રેવતી | અશ્વની | ધનિષ્ટા | પુષ્ય | શુભ |
| સોમ | ૨ | ૯ | અશ્લે | શ્રવણ | રોહીણી | મૃગશર | અનુરાધા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | શુભ |
| મંગળ | ૧૩ | ૮ | ૬ | ૩ | રેવતી | મુળ | અશ્લેષા | ઊ.ભા. | મૃગશર | અશ્વની | ૦ | ૦ | શુભ |
| બુધ | ૨ | ૧૨ | ૭ | શ્રવણ | રોહીણી | પુષ્ય | અનુરાધા | મૃગશર | ૦ | કૃતિકા | ૦ | ૦ | શુભ |
| ગુરૂ | ૫ | ૧૦ | ૧૫ | ૧૧ | પુષ્ય | પુનર્વસુ | વિશાખા | રેવતી | અશ્વની | હસ્ત | પુ. ફા. | ૦ | શુભ |
| શુક્ર | ૧ | ૬ | ૧૧ | ૧૩ | પુનર્વસુ | હસ્ત | ઊત્તરાષાઢા | રેવતી | અશ્વની | અનુરાધા | ૦ | પુ. ફા | શુભ |
| શની | ૪ | ૯ | ૧૪ | ૮ | પુર્વા ફા. | રોહીણી | સ્વાતિ | સત. | શ્રવણ | ૦ | ૦ | ૦ | શુભ |

**ભાવાર્થઃ**—જેમકે, રવીવાર અને ૧ ૮ ૯ એ તીથી તથા હસ્ત, ઊત્તરાષાઢા, ઉત્તરાફાલ્ગુણી, ઉત્તરાભાદ્રપદ, મુળ, રેવતી, અશ્વની, ધનિષ્ટા, પુષ્ય એ નક્ષત્ર હોય તો શુભ યોગ જાણવો. એમ સાતે વારનું સમજવું.

# અથ શ્રી અશુભ યોગ યંત્ર.

| વાર. | તીથી. | | | | | નક્ષેત્ર. | | | | | | | યોગ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રવી | ૭ | ૧૨ | ૬ | ૧૧ | ૧૪ | ભરણી | વિશાખા | અનુરાધા | જ્યેષ્ટા | મઘા | ૦ | ૦ | અશુભ |
| સોમ | ૭ | ૧૧ | ૧૨ | ૧૩ | પુ. ષા. | ઊ. ષા. | ચિત્રા | વિશાખા | ૦ | ૦ | ૦ | ૦ | અશુભ |
| મંગળ | ૧ | ૧૧ | ૧૦ | ઊ ષા. | ધનિષ્ટા | સતભિષા | પુ ભા | આર્દ્રા | ૦ | ૦ | ૦ | ૦ | અશુભ |
| બુધ | ૧૪ | ૧ | ૯ | ૩ | ૮ | ૧૩ | મુળ | ધનિષ્ટા | રેવતી | અશ્વની | ૦ | ૦ | અશુભ |
| ગુરૂ | ૬ | ૮ | ૧૨ | ૭ | ૧૨ | ૪ | કૃતિકા | ઉ. ફા. | રોહીણી | મૃગશર | આર્દ્રા | ૦ | અશુભ |
| શુક્ર | ૨ | ૩ | ૭ | ૪ | ૯ | ૧૪ | પુષ્ય | અશ્લેષા | મઘા | જ્યેષ્ટા | રોહીણી | ૦ | અશુભ |
| શની | ૭ | ૬ | ૫ | ૧૦ | ૧૫ | રેવતી | ઊ. ષા. | ૦ | ઉ. ફા. | ૦ | હસ્ત | ચિત્રા | અશુભ |

**ભાવાર્થઃ**—ઊપર પ્રમાણે અશુભ યોગ સાતે વારના સમજવા. એ અશુભ યોગ સારા કામમાં વર્જવા.

# अथ श्री विष वालक यंत्र.

| વાર. | નક્ષત્ર. | તીથી. |
|---|---|---|
| શની. | અશ્લેષા. | ૨ |
| મગળ | ધનિષ્ટા. | ૭ |
| રવી. | કૃતિકા. | ૧૨ |

**ભાવાર્થ:**—શનીવાર, અશ્લેષા, નક્ષત્ર; અને બીજ તીથીમાં જો બાળકનો જન્મ થાય તો તે વિષ બાળક કહેવાય; મંગળવાર, ધનિષ્ટા નક્ષત્ર અને સાતમ તીથીમાં જો બાળકનો જન્મ થાય તો તે વિષ બાળક કહેવાય; રવીવાર, કૃતિકા નક્ષત્ર, અને બારશ તીથીમાં જો બાળકનો જન્મ થાય તો તે પણ વિષ બાળક કહેવાય. એ બાળક કુટુંબને દુઃખદાયક સમજવાં.

॥ श्री गौतमेभ्यो नमः ॥

# श्री नरचंद्र जैन ज्योतिष.

## द्वितीय कीरण ( भाग २ जो. )

॥ मंगळाचरण. ॥

॥ श्लोक. ॥

रात्रि प्रभेद १ संज्ञा २ ग्रह भेदा ३
गोचरा ४ ष्टवर्गौंच ५ सवत्सर ६
मास ७ दिन ८ र्क्षं ९ शुद्धयः क्रांति साम्यं च १० ॥१॥
वलं ११ मीनं १२ च लग्नस्य षद्वर्गोदय शोधनं १३ ॥
प्रतिष्ठायां व्रते वापिं ग्रहा १४
स्त दोष १५ तद्गुणा १६ ॥२॥
ध्रुव १७ छायावि लग्ने च १८
द्वारांण्याष्टादश क्रमात् ॥
अथै तानि प्रवक्षंते जन्म शुद्धि विधित्सया ॥३॥

**ભાવાર્થઃ**—સાગરચંદ્રસુરીકૃત નરચંદ્ર નામ પ્રથમ કીરણ પૂર્ણ કરી દ્વિતીય કીરણ પ્રારંભે છે. તેમાં મુખ્ય વિષય ૧૮ છે. તેનાં નામ નીચે પ્રમાણેઃ—

૧. બાર રાશીનો વિચાર.
૨. રાંશી સંજ્ઞા વિચાર.
૩. ગ્રહ ભેદ વિચાર.
૪. ગોચર ગ્રહનો વિચાર.

| | |
|---|---|
| ૫. અષ્ટ વર્ગનો વિચાર. | ૧૨. મીન વિચાર. |
| ૬. સંવત્સરનો વિચાર. | ૧૩. લગ્ન ષડવર્ગનો વિચાર. |
| ૭. માસનો વિચાર. | ૧૪. દિક્ષા પ્રતિષ્ટા વિચાર. |
| ૮. દિનનો વિચાર. | ૧૫. ગ્રહ વિચાર. |
| ૯. નક્ષત્ર શુદ્ધિનો વિચાર. | ૧૬. ગ્રહ દોષ વિચાર. |
| ૧૦. ક્રાંતિ સામ્યનો વિચાર. | ૧૭. ગ્રહ ગુણ વિચાર. |
| ૧૧. ગૃહ બળનો વિચાર. | ૧૮. ધ્રુવ છાયા વિચાર. |

ઉપર કહેલાં અઢાર વિષય અનુક્રમે વિસ્તાર સહીત કહેવામાં આવે છે. ॥ ૧-૩. ॥

## अथ श्री बार राशी विचार.

कुंभाकुंभ शिरास्तुला धृत तुलो धन्वश्च पश्चार्द्धको ।
विप्र चापम मीन रातृ मिथुनंदीणा गदा भृत्करं ॥
मीनो मीन युगं विपर्य मुषंशस्यां मियु कन्यका ।
नौस्त्रासौ हरिणानिनस्तु मकरो नामानु रूपापरे ॥४॥

ભાવાર્થઃ—મીન, કર્ક, એ રાશીઓ ઉત્તર દિશામાં; મીથુન, તુલા, કુંભ, પશ્ચિમ દિશામાં; વરખ, કન્યા, મકર દક્ષિણ દિશામાં; અને મેષ, સિંહ, ધન, પૂર્વ દિશામાં રહે છે. ॥ ૪. ॥

## अथ श्री राशी संज्ञा विचार.

पुंः स्त्री क्रूराक्रूराश्चर स्थिर द्विश्वभाव संज्ञा च ॥
अज वृष मिथुन कुलीरा पंचम नवमैः सहेंद्राद्याः ॥५॥

ભાવાર્થઃ—મેષ રાશી અનુક્રમે ગણતાં પુરૂષ તથા સ્ત્રીરાશીની સંજ્ઞા સમજવી. જેમકે, મેષ રાશીની પુરૂષ સંજ્ઞા છે, અને વરખ રાશીની સ્ત્રી સંજ્ઞા છે. એમ બારે રાશીની અનુક્રમે સંજ્ઞાઓ સમજવી.

વળી બીજી રીતે ક્રુર, અક્રુર સંજ્ઞા ઉપર પ્રમાણે સમજવી. જેમકે, મેષ રાશીની ક્રુર સંજ્ઞા અને વરખની અક્રુર સંજ્ઞા. એમ બારે રાશીની અનુક્રમે જાણવી.

વળી ત્રીજે પ્રકારે બાર રાશીની ચર, સ્થિર, દ્વી સ્વભાવ એટલે બે સ્વભાવવાળી એ ૩ પ્રકારે જાણવી. જેમકે, મેષ રાશી ( ચર ), વરખ રાશી ( સ્થિર ), અને મિથુન રાશી દ્વી સ્વભાવ એટલે ચર, સ્થિર. એ પ્રમાણે બારે રાશીની સંજ્ઞા સમજવી. વિશેષ યંત્રથી જણાશે.

હવે રાશીની નવમાંશની રીત કહે છે. દરેક રાશીના ત્રીશ અંશ હોય છે, અને તેના નવ પાયા થાય છે. જેમકે, મેષ રાશીનો નવમાંશ જોવો હોય તો મેષ રાશીથી ગણવું એટલે મેષ રાશીનો પહેલો અંશ મેષ અને બીજો અશ વરખ. એ પ્રમાણે મેષ રાશીનો નવમો અંશ ધન રાશી જાણવી. વિશેષ યંત્રમાં જોવાથી જણાશે. ॥ પં. ॥

---

## રાશી દિશા યંત્ર.

| | | |
|---|---|---|
| ઇશાન. | મે. સિ. ધ | અગ્નિ. |
| ક મી. વૃશ્ચિક. | | વૃ. ક મ. |
| વાયવ્ય. | મિ તુ. કુ. | નૈઋત્ય. |

## રાશી સ્ત્રી, પુરૂષ યંત્ર.

| | | |
|---|---|---|
| ૨ સ્ત્રી<br>૩ પુરૂષ. | પુરૂષ ૧<br>મેષ | ૧૨ સ્ત્રી<br>૧૧ પુરૂષ. |
| ૪ સ્ત્રી | | ૧૦ સ્ત્રી. |
| ૫ પુરૂષ<br>૬ સ્ત્રી | ૭ પુરૂષ | ૯ પુરૂષ.<br>૮ સ્ત્રી. |

**ક્રૂર અક્રૂર યંત્ર.**

| અક્રૂ ૨<br>ક્રૂ. ૩ | ૧ ક્રુર. | અક્રૂ. ૧૨<br>ક્રૂ ૧૧ |
|---|---|---|
| અક્રુ. ૪ | | ૧૦ અક્રૂ |
| ૫ ક્રૂ.<br>અક્રૂ. ૬. | ૭ ક્રૂર. | ૯ ક્રૂ<br>૮ અક્રૂ. |

**ચર સ્થિર દ્વી સ્વભાવ યંત્ર.**

| ૨ સ્થિ.<br>૩ દ્વી. | ૧ ચર | દ્વી. ૧૨<br>સ્થિ. ૧૧ |
|---|---|---|
| ૪ ચ. | | ૧૦ ચ. |
| સ્થિ. ૫<br>દ્વી. ૬ | ૭ ચર | ૯ દ્વી.<br>૮ સ્થિ. |

# अथ श्री राशी बलाबल विचार.

**नो विश्रांमश्चरे लग्ने । विश्राम द्वितयं स्थिरे ॥**
**विश्रांम त्रितयं ज्ञेयं । द्वि श्वभावे द्विरात्मके ॥६॥**
**मेषाद्याश्चत्वारः सधान्वि मकराः क्षिपा बला ज्ञेया ॥**
**पृष्टोदया वि मिथुनास्त । एव मीनो द्युभय लग्नं ॥७॥**

**ભાવાર્થઃ**—મેષ રાશીથી ચાર રાશી એટલે મેષ, વરખ, મિથુન, કર્ક તથા ધન, મકર, મીન એ રાશીઓ રાત્રીએ બળવાન છે, અને સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, કુંભ એ દીવસે બળવાન છે.

મેષ, વરખ, કર્ક, ધન, મકર એ રાશીની પૃષ્ટોદય સંજ્ઞા છે, મિથુન, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, કુંભ એ રાશીની શીર્ષોદય સંજ્ઞા છે; અને મીન રાશીની ઉભય સંજ્ઞા છે. ॥ ૬–૭. ॥

## અથ શ્રી રાશી બલ યંત્ર.

| મે | વૃ | મિ | ક | સિં | કં | તુ | વૃ | ધ | મ | કું | મિ | રાશી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રાત્રી | રાત્રી | રાત્રી | રાત્રી | દિવા | દિવા | દિવા | દિવા | રાત્રી | રાત્રી | દિવા | રાત્રી | દીવા રા |
| પૃષ્ટો | પૃષ્ટો | શીર્ષ | પૃષ્ટો | શીર્ષ | શીર્ષ | શીર્ષ | શીર્ષ | પૃષ્ટો | પૃષ્ટો | શીર્ષ | ઉભ. | શી પૃ |

## अथ श्री ग्रह परम उच्च अंश विचार.

अथ श्री ग्रह परम उच्च अंश विचार. शकेष्किना ।
अज वृष मृगांकना कर्क मीन वणिजां शकेष्किना ।
द्युच्चाः दश शिख्यष्टा विंशति तिथींद्रिय विघन विंशेषु ॥८॥

**ભાવાર્થઃ**—મેષ રાશીનો રવી જેમ દશ અંશ સુધી પરમોત્કૃષ્ટ ઉચનો કહેવાય છે તેમ વરખ રાશીનો ચંદ્રમા ત્રણ અંશ સુધી પરમ્ ઉચનો કહેવાય છે, મકર રાશીનો મંગળ અઠ્ઠાવીસ અંશ સુધી પરમ્ ઉચનો કહેવાય છે, બુધ કન્યા રાશીના પાંચ અંશ સુધી પરમ્ ઉચ કહેવાય છે; ગુરૂ કર્ક રાશીનો પાંચ અંશ સુધી પરમ ઉંચ કહેવાય છે; શુક્ર મીન રાશીના સત્તાવીસ અંશ સુધી પરમ્ ઉંચનો કહેવાય છે; શની, તુલા રાશીના વીસ અંશ સુધી પરમ્ ઉચનો કહેવાય છે. રાહુ, મીથુન રાશીનો પરમ્ ઉંચનો કહેવાય છે. વિશેષ બીના નીચેના યંત્રથી જાણવી. ॥૮॥

## અથ શ્રી ઉચ્ચ ગ્રહ યંત્ર.

| રવિ | ચંદ્ર | મં. | બુ | ગુ | શુ. | શ. | રા. | ગ્રહ યંત્ર. |
|---|---|---|---|---|---|---|---|---|
| મેષ | વૃષ. | મકર | કન્યા | કર્ક | મિન | તુલા | મિથુન | ઉચ્ચ ગ્રહ. |
| ૧૦ | ૩ | ૨૮ | ૫ | ૫ | ૨૭ | ૨૦ | ૦ | પરમ ઉચ્ચ અંશ |

## अथ श्री परम् नीच ग्रह विचार.

उचानी चं सप्तम मर्कादीनां त्रिको संज्ञानि ।
सिंह वृषाज प्रमदाः कार्म्मुक मृतौल कंभ घरा ॥९॥

ભાવાર્થઃ—ઉપર કહેલા ઉંચ ગ્રહની રાશીથી સાતમી રાશી નીચ રાશી સમજવી, અને ઉપર કહેલા અંશ પ્રમાણે પરમ નીચ ગ્રહ સમજવા.

તુલા રાશીનો રવી નીચ સમજવો. ચંદ્રમા વૃશ્ચિક, મંગળ કર્કનો, બુધ મીનનો, ગુરૂ મકરનો, શુક્ર કન્યાનો, શનિ મેષનો, રાહુ ધનનો; એ સર્વે નીચના સમજવા. ॥ ૯. ॥

## अथ श्री बार भुवन ग्रह कुंडली विचार.

तनु १ धन २ सहज ३ सुहत ४ सुत ५ रिपु ६ जाया
७ मृत्यु ८ धर्म ९ कर्म १० आयो ११ व्यय १२ ॥१०॥
पातालहिबुक सुख वेस्मबंधु संज्ञं तथायुज ।
चतुर्थं नवपंचमं त्रिकोणं नवमाख्यं त्रित्रिकोणं च ॥११॥

सप्तमकंया मित्र द्युनं द्युन मष्ट मष्टमं ।
च्छिद्रंधी पंचमं तृतियं दुश्चिक्यं विक्रमंवापि ॥१२॥

मध्ये मे पूर्णमंवरं च दशमं तथा तिमंरिष्युं ।
एकादशंतु कथयंति सूरय सर्वतो भद्रं ॥१३॥

केंद्रं चतुष्टयं कंटकं च लग्नास्त दशा चतुर्थानां ।
संज्ञा परतः पणफर मापोक्लिम मस्य यत्पुरतः ॥१४॥

त्रिपडेकादशमान्युपचय भवनान्यथान्यानि ।
वर्गोत्तमान वांशाश्चरादिषु । प्रथमंमध्यांताः ॥१५॥

**ભાવાર્થઃ**—જન્મ કુંડળીમાં અથવા વર્ષ કુંડળીમાં લગ્નથી બાર ભુવનનાં નામ કહે છે. ૧. તન ભુવન, ૨. ધન ભુવન, ૩. ભાઇ ભુવન, ૪. માતા ભુવન, ૫. પુત્ર ભુવન, ૬. શત્રુ ભુવન, ૭. સ્ત્રી ભુવન, ૮. આયુષ્ય ભુવન, ૯. ધર્મ ભુવન, ૧૦. પિતા રાજ્ય ભુવન, ૧૧. લાભ ભુવન, ૧૨. ખર્ચ ભુવન, એ બાર ભુવનનાં નામ જાણવા. હવે બારે ભુવન વિસ્તારપૂર્વક કહે છે

ચોથા ભુવનનું નામ પાતાલહેબુક વાહન સુખસ્થાન, બંધુસ્થાન, તથા કેંદ્રસ્થાન કહેવાય છે. નવમા તથા પાંચમાં ભુવનને ત્રિકોણસ્થાન કહ્યું છે. સાતમા ભુવનને યામિત્ર તથા દ્યુન નામ કહ્યું છે. આઠમા ભુવનને છિદ્ર ભુવન કહ્યું છે. પાંચમા ભુવનને બુદ્ધિ તથા વિદ્યા ભુવન કહ્યું છે. ત્રીજા ભુવનને દુશ્ચિક્ય તથા પરાક્રમ ભુવન કહ્યું છે. દશમાં ભુવનને અસ્બર તથા વેપાર ભુવન કહ્યું છે. અગીઆરમાં ભુવનને સર્વથી શ્રેષ્ઠ એટલે લાભ ભુવન કહ્યું છે. એમ પંડિત પુરૂષો કહે છે.

પહેલા, ચોથા, સાતમા, દશમા ભુવનોને કેંદ્ર ભુવનો કહે છે, તથા તેને કંટક સંજ્ઞા પણ કહી છે. વળી બારે ભુવનને ૧. પણ, ૨. ફર, ૩. આપોક્લિમ એવી સંજ્ઞા પણ કહી છે. એ બારે ભુવન યંત્રમાં જુવો. હવે બાર ભુવનની સંજ્ઞા કહે છે. ૩, ૬, ૧૧ ભુવનને ઉપચય સ્થાન કહે છે, તથા ગ્રહ વર્ગોત્તમ પ્રકાર કહે છે. બળવાન ચર રાશીના પહેલા નવમાંશમાં જે ગ્રહ હોય તેને વર્ગોત્તમ કહે છે; એટલે અધિક બળવાન સમજવા. સ્થિર રાશીના મધ્ય નવમાંશમાં એટલે પાંચમા નવમાંશમાં જે ગ્રહ હોય તેને વર્ગોત્તમી કહે છે, અને દ્વી સ્વભાવ રાશીના અંત્યના એટલે નવમાંશમાં જે ગ્રહ હોય તે પણ વર્ગોત્તમી કહેવાય છે. ૧૦–૧૫.

## અથ શ્રી બાર ભુવન સંજ્ઞા યંત્ર.

| | | |
|---|---|---|
| ધન ૨ પણ. ફર | કેંદ્ર ચતુષ્ટય. કંટકં ચતનુ ૧. મૂર્તિ નામાનિ. તનુ ૧. | ખર્ચ ૧૨. વ્યય રીપુ આપોક્લિમ. |
| સહજ ૩. વિક્રમ આપોક્લિમ ઉપચય દુશ્ચિક. | | લાભ ૧૧ પણ. ફર. સર્વતો ભદ્ર. ઉપચય |
| સુખ ૪. કેંદ્ર, ચતુષ્ટય કંટક, ચતુરસ્ત્ર પાતાલ, હિબુક, બંધુ, વાહન માતા. | | કર્મ ૧૦. કેંદ્ર ચતુષ્ટય. ઉપચય કંટક દશમ. મધ્યમ. પૂર્ણ. અંબર. |
| સુત ૫. પંચમ. ધી ત્રીકોણ પણ ફર. | કલત્ર ૭ સ્ત્રી. કેંદ્ર, ચતુષ્ટય કંટક. યામિત્ર. અસ્ત. સપ્તમ. | ધર્મ ૯ ત્રીકોણ. પણ. ફર. |
| રીપુ ૬. આપોક્લિમ. ઉપચય | | આયુષ્ય ૮. ચતુરસ્ત્ર. છીદ્ર પણ. ફર. |

## અથ શ્રી નવમાંશ જોવાનો યંત્ર.

| નં. | મે. | વૃ | મિ. | ક | સિં. | કં. | તુ. | વૃ. | ધ | મ. | કુંભ | મી | અંશ. કલા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | મેષ ૧ વ | મ.૧૦ | તુલા ૭ | કર્ક ૪ વ | મેષ ૧ | મ. ૧૦ | તુલા ૭ વ | કર્ક. ૪ | મેષ. ૧ | મ. ૧૦ વ. | તુલા ૭ | કર્ક ૪ | ૩-૨૦ |
| ૨ | વૃ.૨ | કું.૧૧ | વૃ. ૮ | સિ. ૫ | વ. ૨ | કું. ૧૧ | વૃ. ૮ | સિ ૫ | વ ૨ | કું. ૧૧ | વ ૮ | સિંહ.૫ | ૬-૪૦ |
| ૩ | મીં. ૩ | મી ૧૨ | ધ. ૯ | ક. ૬ | મી. ૩ | મી ૧૨ | ધ ૯ | ક. ૬ | મિ. ૩ | મી.૧૨ | ધન ૯ | કંન્યા.૬ | ૧૦-૦ |
| ૪ | ક ૪ | મે. ૧ | મ ૧૦ | તુ ૭ | ક. ૪ | મે ૧ | મ. ૧૦ | તુ. ૭ | ક ૪ | મે ૧ | મ. ૧૦ | તુલા.૭ | ૧૩-૨૦ |
| ૫ | સી ૫ | વ ૨ વ. | કું. ૧૧ | વૃ ૮ | સિ. ૫ વ. | વ. ૨ | કું. ૧૧ | વૃ. ૮ વ. | સિ. ૫ | વ. ૨ | કું. ૧૧ વ. | વૃ ૮ | ૧૬-૪૦ |
| ૬ | ક ૬ | મી ૩ | મી ૧૨ | ધ. ૯ | ક. ૬ | મી. ૩ | મી ૧૨ | ધ. ૯ | ક ૬ | મિ. ૩ | મી ૧૨ | ધન ૯ | ૨૦-૦ |
| ૭ | તુ ૭ | ક ૪ | મે. ૧ | મ ૧૦ | તુ ૭ | ક ૪ | મે. ૧ | મ. ૧૦ | તુ. ૭ | ક. ૪ | મેષ ૧ | મ. ૧૦ | ૨૩-૨૦ |
| ૮ | વૃ ૮ | સિ. ૫ | વ ૨ | કું. ૧૧ | વૃ. ૮ | સિં ૫ | વૃ ૨ | કું. ૧૧ | વૃ ૮ | સિ. ૫ | વ. ૨ | કું. ૧૧ | ૨૬-૪૦ |
| ૯ | ધ. ૯ | કં. ૬ | મી. ૩ વ | મી.૧૨ | ધ ૯ | ક. ૬ વ | મી. ૩ | મી ૧૨ | ધ ૯ વ | ક. ૬ | મિ. ૩ | મી.૧૨ વ | ૩૦-૦ |

## અથ શ્રી નવમાંશ જાણવાનો પ્રકાર.

એક રાશીના નવ પાયા ગણાય છે, અને એક રાશીના ત્રીસ અંશ થાય છે. હવે જો તેનો નવમાંશ કરવો હોય તો જે ગ્રહ સ્પષ્ઠ છે તેના રાશી, અંશ, કલા, વિકલા તે ત્રીશ અંશના નવ ભાગ જાણવા. ૩ અંશ, ૨૦ કલાનો પહેલો નવમાંશ થાય છે. એ રીતે નવ ભાગ સમજવા. જ્યારે નવમાંશ કરવો હોય ત્યારે સ્પષ્ઠ ગ્રહની રાશી જોવી. જો રાશી ધન તથા સિંહ હોય તો મેષ રાશીને આદ્ય લઇને ગણુતાં જેટલા ભાગમાં જે રાશી આવે તે રાશીનો નવમાંશ સમજવો.

**ઉદાહરણ.** લગ્ન સિંહ એટલે ૪ રાશી, ૨૫ અંશ, ૩૦ કલા, ૪૩ વિકલા છે તેની નવમાંશમાં જોવાની રીતઃ—

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|
| ૩–૨૦ | ૬–૪૦ | ૧૦–૦ | ૧૩–૨૦ | ૧૬–૪૦ | ૨૦–૦ | ૨૩–૨૦ |

| ૮ | ૯ | |
|---|---|---|
| ૨૬–૪૦ | ૩૦–૦ | એ નવ ગ્રહ. |

માટે, ૪ રાશી, ૨૫ અંશ, ૩૦ કલાનો નવમાશ ૮માં ભાગમાં એટલે ૨૬–૪૦માં આવ્યો. ત્યારે સિંહ રાશી હોય તો મેષ રાશીથી ગણુતાં વૃશ્ચિક રાશીનો નવમાંશ લગ્નનો આવ્યો. એવી રીતે નવ ગ્રહ જોવા.

ધન રાશી અને સિંહ રાશીનો નવમાંશ જોવામાં મેષ રાશીથી ગણુવું, મેષ રાશીનો નવમાંશ જોવો હોય તો મેષ રાશીથી ગણુવું; વરખ, કન્યા, મકર, રાશીનો નવમાંશ જોવો હોય તો મકર રાશીથી ગણુવું; મીથુન, તુલા, કુંભ તથા વૃશ્ચિક રાશીનો નવમાંશ જોવામાં તુલા રાશીથી ગણુવું; કર્ક રાશીનો નવમાંશ તથા મીન રાશીનો નવમાંશ કરવામાં કર્ક રાશીથી ગણુવું; એવી રીતે પોતપોતાની રાશીના અંશ કલા પ્રમાણે નવમાંશ જાણુવો.

ઉપર બતાવેલા યંત્રમાં જે ઠેકાણે (વ) મુકયો છે તેની વર્ગોત્તમી સંજ્ઞા જાણુવી. એટલે વર્ગોત્તમ સંજ્ઞાનો ગ્રહ જાણુવો. ઉત્તમ જાણુવો. બળવાન જાણુવો, અને ૩–૨૦, ૬–૪૦ એ સંજ્ઞા અંશ કલાની જાણુવી.

# अथ श्री पाप सौम्य ग्रह दीशा विंचार.

( मेषाद्या धनु सिंहश्च मकराद्या कन्ययोर्वृषः ।
तुलाद्या घट मैथुनं वृश्चि मीना कुलीराद्या ॥ )
चर चतुष्टये मेष कर्क तुला मकरेषु प्रथमे नवांशाः स्थिर चतुष्टये वृष सिंह वृश्चिक कुंभेषु पंचमाः नवांशाः द्विश्वभाव चतुष्टयेपु मिथुन कन्या धन मनिेषु नवमा नवांशां वर्गोत्तमाः प्राच्या दीसा रवि सित कुज राहुय मेंदु सौम्य वाक्यं तयः क्षणिंद्वर्कयमराः पापास्तैः संयुतः सौम्यः ॥ १६ ॥

ભાવાર્થઃ—સૂર્યની પૂર્વ દીશા, શુક્રની અગ્નિકોણ, મંગળની દક્ષિણ, રાહુની નૈઋત્ય, શનિની પશ્ચિમ, ચંદ્રમાની વાયવ્ય, બુધની ઉત્તર, ગુરૂની ઈશાનઃ એ પ્રમાણે દીશાઓમાં ગ્રહ રહે છે.

ઉપલી બાબતના પ્રશ્ન સમયે જે ગ્રહની રાશીનું લગ્ન હોય અથવા જે ગ્રહ લગ્નમાં હોય તે દીશામાં ગયેલી વસ્તુ સિદ્ધ થાય અથવા જે કંઈ કામ કરવું હોય તે પણ તે દીશામાં સિદ્ધ થાય.

હવે ક્રુર તથા સૌમ્ય ગ્રહનો વિચાર કહે છે. ક્ષીણ ચંદ્રમાને ક્રુર ગ્રહ સમજવો; એટલે કૃષ્ણપક્ષની આઠમથી અમાવાસ્યા સુધી ક્ષીણ ચંદ્રમા કહ્યો છે, અને રવી, મંગળ, શની એ ક્રુર ગ્રહ એટલે પાપગ્રહ કહેવાય છે; તથા પાપગ્રહની સાથે જો બુધ હોય તો તે પણ પાપ ગ્રહ કહેવાય છે. ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્ર એ ગ્રહ સૌમ્ય (શ્રેષ્ટ) કહ્યા છે. વિશેષ યંત્રથી જણાશે. ॥ ૧૬ ॥

—:o—

**અથ શ્રી ગ્રહ દીશા યંત્ર.**

| ઈશાન. ગુરૂ | પૂર્વ રવી | અગ્નિ શુક્ર |
|---|---|---|
| ઉત્તર બુધ | | દક્ષિણ મંગળ |
| વાયવ્ય ચંદ્ર | પશ્ચિમ શનિ | નૈઋત્ય રાહુ |

**અથ શ્રી ક્રૂર તથા સૌમ્ય ગ્રહ યંત્ર.**

| ક્ષીણ ચંદ્ર | ક્રૂર | ચંદ્ર | સૌમ્ય |
|---|---|---|---|
| શનિ બુધ | ક્રૂર | ગુરૂ | સૌમ્ય |
| રવિ બુધ | ક્રૂર | શુક્ર | સૌમ્ય |
| મંગળ બુધ | ક્રૂર | બુધ | સૌમ્ય |

# अथ श्री ग्रह लींग संज्ञा विचार.

**सप्तम ग्रह गोज्ञेयो त्रिधुं तुदा क्रांत वेश्मतः केतुः ।**
**कलीव स्त्री पुरुषाणां बुध शौरौ शशी शितौ परेचेशा ॥१७॥**

**ભાવાર્થઃ**-રવી, મંગળ, ગુરૂ એ ગ્રહોની પુરૂષ સંજ્ઞા સમજવી; ચંદ્ર, શુક્ર, કેતુ, એ ગ્રહોની સ્ત્રી સંજ્ઞા સમજવી; અને બુધ શની એ ગ્રહોની નપુંસક સંજ્ઞા સમજવી. ॥ ૧૭ ॥

**અથ શ્રી ગ્રહ લીંગ યંત્ર.**

| પુરૂષ ગ્રહ | રવી. | મંગળ. | ગુરૂ. |
|---|---|---|---|
| સ્ત્રી ગ્રહ. | ચંદ્ર. | શુક્ર. | કેતુ. |
| નપુંસક ગ્રહ. | બુધ. | ૦ | શની. |

# अथ श्री ग्रह बलाबल विचार.

वलवान्मित्रस्वग्रहोच्चनवांशैष्वीक्षितः । शुभैश्चापि चंद्र सितौ स्त्री क्षत्रे पुरु प्राच्याद्या जीव बुध शशांक सितौउर्केन्येस्निग्ध विपुलाश्च ॥ १९ ॥

ભાવાર્થઃ—જે ગ્રહ મિત્રની રાશીપર સ્થિત હોય, સ્વગ્રહી હોય, ઉંચનો અથવા નવમાંશકમાં પોતાની રાશીનો હોય, અને શુભ દૃષ્ટીવાળો હોય તે બળવાન કહેવાય છે. બીજો સ્ત્રી રાશી એટલે વરખ, કરક, કન્યા, વૃશ્ચિક, મીન, મકર એ રાશીપર બેઠેલો સ્ત્રી ગ્રહ ચંદ્ર શુક્ર સ્થિત હોય તે બળવાન કહે છે. પુરૂષ રાશી એટલે મેષ, મીથુન, સિંહ, તુલા, ધન, કુંભ એ પુરૂષ રાશી ઉપર રવી, મંગળ, શની, ગુરૂ, બુધ એ સ્થિત હોય તો તે ગ્રહ બળવાન કહેવાય; એટલે તે ગ્રહ કાલ બલના ગણીતમાં બળ પામે છે. વિશેષ યંત્રમાં જોવાથી જણાશે. ॥ ૧૯ ॥

### અથ શ્રી ગ્રહ બલાબલ યંત્ર.

| રાશી. | ૨ | ૪ | ૬ | ૮ | ૧૦ | ૧૨ | ચંદ્ર. શુક્ર. | બલવંત. | સ્ત્રી ક્ષેત્ર. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રાશી. | ૧ | ૩ | ૫ | ૭ | ૯ | ૧૧ | ર. શ. મ બુ. ગુ | બલવંત. | પુરૂષ ક્ષેત્ર. |

# अथ श्री ग्रह भेद विचार.

ग्रह युद्धे चोत्तरगा केंद्रेण समागताश्च रवि वर्जं ॥ वेष्टावनोज्ञेयाः काल बल च क्षतेत्वधुना ॥२०॥

ભાવાર્થઃ—જ્યારે ગ્રહોમાં માંહોમાંહે વિગ્રહ (યુદ્ધ) થાય ત્યારે રવી વર્જીને બીજા ગ્રહો લેવા. યુદ્ધમાં શુક્ર ગ્રહનો સદા જય થાય છે. ॥ ૨૦ ॥

# अथ श्री दिवस रात्री बल विचार.

अहनिसितार्के सुरेज्याद्यु निशि ज्ञानत्त मिदं कुजु शौराः॥
स्वादिनाद्ध शुभशुभा बहुलोत्तर पक्षयावाजिनः ॥२१॥

ભાવાર્થઃ—શુક્ર, રવી, ગુરૂ, એ ગ્રહો દીવસે બળ પામે છે, અને બુધ, ચંદ્ર, મંગળ, શની એ ગ્રહો રાત્રે બળ પામે છે.

### અથ શ્રી દીવસ રાત્રી બલ યંત્ર.

| | | | | |
|---|---|---|---|---|
| રવી. | ગુરૂ. | શુક્ર | દીવસે | બળવાન |
| બુધ. | રાત્રે | તથા | દીવસે | બળવાન |
| ચંદ્ર | મંગળ | શનિ | રાત્રે | બળવાન |

# अथ श्री नैसर्ग बल विचार.

वाक्यनिसित चंद्रार्कालिनः नैसर्गिक ॥
बलमेतछलस्यामेस्यादाधिकचिंता ॥२२॥

ભાવાર્થઃ—શની, બુધ, ગુરૂ, શુક્ર, ચંદ્ર, રવી એ ગ્રહો અનુક્રમે અંશોમાં એકએકથી ઓછા અંશમાં હોવાથી નૈસર્ગ બલ પામે છે. તથા દીશા બલનાં પૂર્વ દીશાથી બલ કહે છે. ગુરૂ પૂર્વ દીશામાં બળવાન હોય છે એટલે પૂર્વ દીશામાં તે ફલ આપે છે; બુધ ઈશાનમાં, રવી ઉત્તરમાં, મંગળ વાયવ્યમાં, શની પશ્ચિમમાં, ચંદ્રમા નૈઋત્યમાં, શુક્ર દક્ષિણમાં એ પ્રકારે ઉપર કહેલા ગ્રહો દીગ્બલ કહેવાય છે. ॥ ૨૨ ॥

## અથ શ્રી દીશા બલ યંત્ર.

| ગુરૂ | બુધ | રવી | મંગળ | શની | ચંદ્ર | શુક્ર | ગ્રહબલ |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| પૂર્વ | ઇશાન | ઉત્તર | વાયવ્ય | પશ્ચિમ | નૈઋત | દક્ષિણ | દીગ્બલ |

## अथ श्री ग्रह दृष्टि विचार.

ये नव पंचमे च चतुर्थाष्ट मेकतपाद ॥
वृध्या मते न पूर्ण निजा तथा च पूर्ण पश्याति ॥२३॥
रविजस्त्रृतिय दशमे । तृकोणमपि जीवाः ॥
चतुरसंभूतार्के बुधाहि मकराः कलत्रं च ॥२४॥
एकादशमपि भवनं सर्वे पश्याति खेचराः ॥
सम्यक् मूर्तौ च शकल दृष्ट्वा फलानि चैवं प्रयच्छाति॥२५॥
जन्मस्थ च द्वितियं च स्वस्थानाष्टाष्टमं तथा ॥
षष्ठं द्वाद्शमं न पश्यति शेषाणि पश्यंति ते ग्रहाः ॥२६॥
द्वितिये द्वादशे षष्टे मूर्तौचैकादशे तथा ॥
दीपहस्ता न पश्यंतिं जात्यंधाईव खेचरा ॥२७॥

ભાવાર્થઃ—જન્મ કુંડળીમાં જે ગ્રહ જે સ્થાનમાં હોય તે સ્થાનથી ગણુતાં ત્રીજા અને દશમાં સ્થાનમાં ગ્રહની પાંચ વસા દ્રષ્ટિ હોય છે, ૯મા અને ૫મા સ્થાનમાં દશ વસા દ્રષ્ટિ હોય છે, ૪થા અને ૮મા સ્થાનમાં ૧૫ વસા દ્રષ્ટિ હોય છે, અને સર્વે ગ્રહની સાતમા સ્થાનમાં ૨૦ વસા પૂર્ણ દ્રષ્ટિ હોય છે. વિશેષમાં શની ૩જા, દશમા સ્થાનપર વીસ વસા દ્રષ્ટિએ જુએ છે, ગુરૂ ૯મા, ૫મા સ્થાનપર વીસ વસા પુર્ણ દ્રષ્ટિએ જુએ છે

અને મંગળ ૪થા ૮મા સ્થાન ઉપર સંપૂર્ણ દ્રષ્ટિએ જુએ છે. વળી કેટલાક આચાર્યનો એવો મત છે, કે અગીઆરમાં ભુવનમાં બેઠેલો ગ્રહ સંપૂર્ણ ૨૦ વસા દ્રષ્ટિએ જુએ છે. હવે જે ગ્રહોની દ્રષ્ટિ બીજા ભુવનો ઉપર ન પડે તે ભુવનનાં નામ કહે છે:

૧લા, ૨જા, ૬ઠ્ઠા, ૮મા, ૧૧મા, ૧૨મા એ સ્થાનો ઉપર એટલે જે ગ્રહ કોઇ પણ ભાવપર બેઠેલો હોય તે ભાવથી ઉપર કહેલા ભુવન ઉપર તેની દ્રષ્ટિ પડતી નથી. તેમાં આઠમા ભુવનમાં પોતાની રાશીથી જે ગ્રહ બેઠેલો હોય તે ગ્રહ દ્રષ્ટિથી જોતો નથી.

ઉપરની બીના બીજી રીતે વિસ્તારપૂર્વક દ્રષ્ટાન્ત સાથે કહે છે.

જેમકે, કોઇ પુરૂષના હાથમાં દીવો છે ને તે પુરૂષ દૂર બીજાને પ્રકાશ આપે છે પણ પોતાને પ્રકાશ આપી શકતો નથી તેમજ જે ગ્રહ સામી બાજુએ જુવે છે તે પાછળ જોઇ શકતો નથી. એ રીતે ઉપરનો ક્રમ સમજવો. વળી જાત્યાંધ પુરૂષના હાથમાં દીપક હોય ને તે પોતે જેમ જોઈ શકતો નથી તેમ દ્રષ્ટિ વિચાર સમજવો. ॥ ૨૩–૨૭ ॥

## અથ શ્રી ગ્રહ દ્રષ્ટિ યંત્ર.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦ | ૩ | ૧ પાદ દ્રષ્ટિ ૫ વસા | શની | સંપૂર્ણ દ્રષ્ટિ ૨૦ |
| ૯ | ૫ | ૨ પાદ દ્રષ્ટિ ૧૦ વસા | ગુરૂ | સંપૂર્ણ દ્રષ્ટિ ૨૦ |
| ૪ | ૮ | ૩ પાદ દ્રષ્ટિ ૧૫ વસા | મંગળ | સંપૂર્ણ દ્રષ્ટિ ૨૦ |
| ૧૧ | ૭ | સંપૂર્ણ દ્રષ્ટિ ૨૦ વસા | રવી | ચં.બુ શુ. પૂર્ણ દ્રષ્ટિ ૨૦ |

# अथ श्री ग्रह मैत्री विचार.

शत्रूमंद शितौसमश्च शशिजो मित्राणि शेषारवेः ।
तक्किं शुर्हिमरस्मिजश्च सुहृदोशेषासम शीतगोः ॥
जीवेंदूश्नकराः कुजस्य सुहृदोज्ञोरिः सितार्कीसमौ ।
मित्रौ सूर्य सितो बुध सिह मगुः शत्रू समाश्चापरे ॥२८॥
सूरे सौम्य सितावरी रवि सुता मध्योपरे अन्यथा ।
सौम्यार्कौ सुहृदौ समौ कुज विधू शुक्रस्य शेषावरी ॥
शुक्रज्ञौ सुहृदौसमः सुरगुरुः शौरस्यचानेरयः तत्काले च ।
दशाय वंधु सहज स्वांतोषु मित्रं स्थिताः ॥२९॥
मित्रमुदाशीनो व्याख्यातायें निसर्ग भावेन ।
तेधि सुहृन्मित्र समास्तत्कालमुप स्थिताः ॥३०॥

ભાવાર્થઃ—સૂર્યના શત્રુ શુક્ર અને શની છે. સૂર્યને બુધને સમભાવ છે. ચંદ્ર, મંગળ, ગુરૂ એ ગ્રહો સૂર્યના મિત્ર છે. ચંદ્ર ગ્રહના રવી, બુધ, મંગળ, શુક્ર, શની, ગુરૂ, સમભાવ છે; અને રાહુ શત્રુ છે. મંગળ ગ્રહને ગુરૂ, ચંદ્ર, રવી મિત્ર છે; શુક્ર, શની, સમ છે; અને બુધ શત્રુ છે. બુધ ગ્રહને ચંદ્રમા શત્રુ છે; મંગળ, ગુરૂ, શની, સમભાવ છે; અને રવી, શુક્ર મિત્ર છે. ગુરૂને રવી, ચંદ્ર, મંગળ મિત્ર છે; શની સમ છે; બુધ, શુક્ર શત્રુ છે. શુક્રને બુધ, શની, મિત્ર છે; મંગળ, ગુરૂ, સમ છે; અને રવી શત્રુ છે. શનીને શુક્ર, બુધ મિત્ર છે; ગુરૂ સમ છે; રવી, ચંદ્ર, મંગળ, શત્રુ છે. રાહુને શુક્ર, બુધ, શની, મિત્ર છે; ગુરૂ સમ છે; રવી, ચંદ્ર, મંગળ શત્રુ છે. એ ગ્રહોનો મૈત્રીભાવ કહ્યો. હવે સ્વભાવ મૈત્રી સ્થાન કહે છે.

પોતાના સ્થાનથી ૨, ૩, ૪, ૧૦, ૧૧, ૧૨માં કોઈપણ ગ્રહ રહેલો હોય તો તે સ્વભાવ મૈત્રી અને ૧, ૫, ૬, ૭ ૮, ૯માં કોઇ ગ્રહ હોય તે શત્રુ કહેવાય છે. ॥ ૨૮-૩૦ ॥

## અથ શ્રી ગ્રહ મૈત્રી યંત્ર.

| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રવી | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| મિત્ર | ચંદ્ર મંગળ ગુરૂ | રવી બુધ | રવી ચંદ્ર ગુરૂ | રવી રાહુ શુક્ર | રવી ચંદ્ર મંગળ રાહુ | બુધ શની રાહુ | શુક્ર બુધ રાહુ | શની બુધ શુક્ર | ૨, ૩, ૪, ૧૦,૧૧,૧૨, મિત્રના |
| સમ | બુધ | મંગળ ગુરૂ શુક્ર શની | શુક્ર શની | મંગળ ગુરૂ શની | શની | મંગળ ગુરૂ | ગુરૂ ૯ | ગુરૂ | |
| શત્રૂ | શુક્ર શની રાહુ | રાહુ | રાહુ બુધ | ચંદ્ર | બુધ શુક્ર | રવી ચંદ્ર | રવી ચંદ્ર મંગળ | રવી ચંદ્ર મંગળ | ૧, ૫, ૬, ૭, ૮, ૯, શત્રુના |

## अथ श्री गोचर ग्रह विचार.

स्वापयितुः शिष्यस्य च गोच शुद्धौ गुरौस्तु चंद्र बले ।
स्थापन दीक्षे कार्ये जन्मेंदुग्रहात्यु साग्राह्या ॥३१॥
सूर्य षट् त्रिदश स्थित स्त्रि दश षट् ससाद्य गश्चंद्रमाः ।
जीवःसप्तनवद्विपंचमगतोवक्रार्कजौषदत्रिगौसौम्यः॥३२॥

पट्ह्रि चतुदशाष्टम गतः सर्वेषुपांतेः शुक्र ससम ।
पट् दशार्क्षसहिताशार्द्दलवत्राश कृत् ॥२३॥
न सुत धर्मेषु रविर्मध्यः शुभदः शशीतुशतपक्षे ।
ग्राह्यं तारा बलमपि शशी निर्क्षिणे च विवले च ॥२४॥
रवि शशि जीवेः शवलैः शुभदः स्याद्गोचरोद्ध तदभावे ।
ग्राह्याष्टक वर्गशुद्धिर्जन्मविल ग्रहेभ्यस्त्र ॥२५॥
केंद्रायाष्ट द्विनवखर्कः स्वादार्कि भौमयोश्च शुभः ।
पट् शसान्येषु १२ सितात् षडा ६ य ११ धी ५
धर्म ९ गोजीवात् ॥२६॥

ભાવાર્થઃ—ગોચર ગ્રહ એટલે પોતાની નામ રાશીથી જે ગ્રહ જે રાશીનો હોય ત્યાં સુધી ગણુવો. તેમાં દીક્ષાના કામમાં જન્મ રાશીથી ગ્રહો ગણુવા અને જન્મ રાશી જાણુવામાં ન હોય તો નામ રાશીથી ગણુવું. તેમાં ચંદ્ર બલ સારો જોવો. હવે ગોચર ગ્રહનું ફળ કહે છે. રવી ૬, ૩, ૧૦, ૧૧મો હોય તો ઉત્તમ ફળ આપે છે; ચંદ્રમા ૩, ૬, ૭, ૧૦, ૧૧, નં. ૧ લે હોય તો ઉત્તમ ફળ આપે છે; મંગળ ૬, ૩, ૧૧મે હોય તો ઉત્તમ ફળ આપે છે; બુધ ૬, ૨, ૪, ૧૦, ૮, ૧૧મે હોય તો ઉત્તમ ફળ આપે છે; ગુરૂ ૭, ૯, ૨, ૫, ૧૧મે હોય તો શુભ ફળ આપે છે; શુક્ર ૭, ૬, ૧૦, ૧૧મે હોય તો ઉત્તમ ફળ આપે છે; અને શની ૩, ૬, ૧૧મે હોય તો શુભ ફળ આપે છે.

જે ગોચર ગ્રહ કહ્યા તેમાં રવી મધ્યમ હોય તો ચંદ્રબલ ગ્રહણુ કરવો. જો ચંદ્ર શુકલપક્ષમાં સારો હોય તો ઉત્તમ ફળ આપે, નહીં તો તારા બલ જોઇને શુભ કાર્ય કરવું. તારા બલ ન મળે તો ગુરૂ બળવાન જોઇ કાર્ય કરવું; અને રવી, ચંદ્ર, ગુરૂ બળવાન ન હોય તો અષ્ટ વર્ગ સુધી જન્મ લગ્નથી જોઇને શુભ કાર્ય કરવું. ॥ ૩૧–૩૬ ॥

## અથ શ્રી ગોચર ગ્રહ યંત્ર.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રવી. | ૬ | ૩ | ૧૦ | ૧૧ | | | ઉત્તમ ગ્રહ ગોચરે. |
| ચંદ્ર. | ૩ | ૧૦ | ૬ | ૭ | ૧ | ૧૧ | ,, |
| મંગળ | ૬ | ૩ | ૧૧ | ૦ | | | ,, |
| બુધ. | ૬ | ૨ | ૪ | ૧૦ | ૮ | ૧૧ | ,, |
| ગુરૂ. | ૭ | ૯ | ૨ | ૫ | ૧૧ | | ,, |
| શુક્ર. | ૭ | ૬ | ૧૦ | ૧૧ | | | ,, |
| શની. | ૬ | ૩ | ૧૧ | | | | ,, |

# अथ श्री अष्ट वर्ग फळ विचार.

उपचय ३६१११० गोर्कः चंद्रा दुपचय नवम्यांत्यंधी
सुताः ।
सौम्यात् लग्ना दुपचय बंधु ४ व्यय १२ स्थितः
शोभनप्रोक्तः ॥३७॥

प्रस्थावादन्येषामपि शस्युपत्नयेषु लग्नात्साद्य मुनिः ।
स्यात् कुजाश नवधीस्वः सूर्यात्सबूजष्ट स्मरग
त्रि षडायसुतेषु सूर्य सुतात् ॥३८॥

ज्ञावर्केंद्र त्रिसुतायाष्टगो गुरोर्व्यय मृत्यु केंद्रेषु ।
त्रिचतुः सुत नवदश सप्तममायगश्चंद्रमाःशुक्रमात् ॥३९॥

भोमः स्वादायाष्टद्वि केंद्रेगस्त्र्याय षट् सुतेषु बुधात् ।
जीवाद्दशाय शत्रू व्ययेविना दुपचय सुतेषु ॥४०॥

उदय दुपचय तनषुत्रिषडायेष्विं दुतः शमोदशमः ।
भृगुजा दंत्य षडष्टायेथ सिता केंद्राय तव च सुषु ॥४१॥

सौम्यौ त्यषष्ट नवायात्मजे विनात्स्वातृत ।
सुदशयुतेषु सुदस स्मरेषु शौरारयौर्ययायरिषु वसुषुगुरु।४२।

जीवो भोमादद्वारया ११ ९ ८ केंद्र गोऽर्कारु धर्म सहेषु।
स्वात्स त्रिकेषु शुक्रान्नवदवालीभश्चधीरि पुरुषु ॥४३॥

शशिनः स्मर त्रिकोणार्थ लोभग स्त्रिरिपुधिवयेषुयमात् ।
नवदिक् सुखाद्यधीश्चाय शत्रूषु ज्ञात्सकामगो लग्नात् ॥४४

शुक्रो लग्ना दासुन नवाष्टि लाभेषु सत्ययश्चंद्रात् ।
स्वात्सदिकसिता त्रिसुखात्मजाष्ट दिग्धर्मलाभेषु ॥४५॥

वस्वंत्यायेघर्का भवदिग्लाभस्वधो स्थितो जीवात् ।
ज्ञात्रि सुत न वारिघायस्त्रता प्रोक्तमेषु कुजात् ॥४६॥

स्वात् शौरि स्त्रि सुतायारिगः कुजादंत्य कर्म सहितेषु ।
स्वाष्टाय केंद्र गोर्कात् शुक्रात्यष्टांत्य लाभेषु ॥४७॥

त्रिषडायगः शशाकदुदयात्समुखाद्य कर्मगोथ गुरोः ।
सुत षट् व्ययाय गोज्ञाक्यायायदिप रिपु नवाष्टस्थः ॥४८॥

स्थानेथेतेषुहिताः शेषेव्वहिता भवंतितेष्टानां ।
अशुभशुभ विशेषफलं ग्रहा प्रयच्छंतिवारगता ॥४९॥

यत्र रेखा शुभं तत्र विंदुभिः पादशोभनं ।
समाने न समं विद्या दष्टवर्गोपि लक्षितं ॥५०॥

राहू केतु सदावक्रो शीघ्र गोचंद्र भास्करौ ।
वक्राति चारणंचापि ज्ञेयं भोमादि पंचकैः ॥५१॥

कष्टस्यादेक रेखायांद्वाभ्यामर्थक्षयो भवेत् ।
त्रिभि क्लेशं विजानियात् चतुर्भिः समतामताः ॥५२॥

पंचभित्न सौख्यं स्यात् षडभिरर्थगमो भवेत ।
सप्तभिः परमानंदश्चाष्टभिः सर्व कामकाः ॥५३॥

अथच्च च वुरेख मध्यफलंहिने हीनंततोधिकं ।
श्रेष्टं विफलं गोचर गणितं त्वष्टकवर्गे विनिर्दिष्टं ॥५४॥

अथससर्वासामीलनेफलं शशसप्तादशाभिस्त्राष्टादशभिर्द्ध ।
न क्षयः प्रोक्त कुमतिर्वाधव पीडा भवेत्थैको
न विंशत्या ॥५५॥

विशंतिभिर्व्ययकलहो हृदिदुपं भवतिचैकविशत्याद्वा ।
विंशतिभिर्दैन्या पराभवोह्मफल कर्मकता ॥५६॥

नूनं त्रिवर्ग्रेहानिर्भवेन्नराणां आधिक विंशत्या द्रव्य ।
क्षयस्वकस्माद्रेघाभिश्चतुरधिकविंशत्या ॥५७॥

करत लगत मपितु धनं नस्यतिनृणांतुपंच विंशत्या ।
षट् विंशत्या क्लेशासमतास्यात्सप्त विंशत्या ॥५८॥

अष्टाधिक विंशत्याद्रव्या गमनं तथा सुखं भवति ।
एको न विंशति भिर्लेकिपु नर स्त्रुज्यतामेति ॥५९॥

मानं सुकृता व्याप्ति स्त्रिं सत्यानास्तिकोपि संदेहः ।
द्रव्य सुकृतं सौरव्यं नृणामेकाधिकाभिरमिकाभिः ॥६०॥

रेखाधिक्यं शस्तं सून्याधिक्यं तथा धमं कथितं ।
एतत्सयोगस्युः षट् पंचाशत्सथै निशास्त्रमतां ॥६१॥

ભાવાર્થઃ—એક રેખા ઉપર સૌમ્ય ગ્રહ તથા પાપ ગ્રહ હોય તો ધનની હાની કરે, ત્રણ ગ્રહો એક રેખા ઉપર હોય તો કલેશની પ્રાપ્તી કરે, તે ગ્રહની ચાર રેખા હોય તો સમતા ફળ આપે, પાંચ રેખા હોય તો સુખ આપે, છ રેખા હોય તો ધન પ્રાપ્તી કરે, સાત રેખા હોય તો પરમ આનંદ આપે, અને આઠ રેખા હોય તો સર્વ કામ સિદ્ધ કરે.

જે ગ્રહની રેખા ત્રણ સુધી હોય તે હીન જાણવી અને અધીક હોય તે શુભ ફળ આપવાવાળી છે. એ પ્રકારનું ફળ અષ્ટ વર્ગમાં જોવાથી જણાશે.

ઉપરની સર્વ રેખાનો મેળાપ કરવાથી જો ૭, ૧૦, ૮ સંખ્યા આવે તો ધનનો ક્ષય કરે; ૧૯ આવે તો ખોટી બુદ્ધિ કરે, બાંધવમાં પીડા કરે; ૨૧ હોય તો કલેશ કરાવે; ૨૨ હોય તો દીનતા, ફળની નાસ્તિ કરાવે; ૨૩ હોય તો દ્રવ્યનો નાશ કરાવે; ચોવીસ હોય તો દુશ્મનાઇ કરાવે; ૨૫ હોય તો હાથમાં આવેલ પિતાના ધનનો નાશ કરાવે; ૨૭ હોય તો સમતા ફળ આપે; ૨૮ હોય તો ધનની પ્રાપ્તિ કરે; ૨૯ હોય તો મંદવાડ કરાવે; ૩૧ હોય તો શુભ કામમાં ખર્ચ કરાવે, મનુષ્યમાં અધિક પણું પામે.

શૂન્ય રેખા કરતાં અધિક રેખા હોય તો તેનું ફળ સારૂં છે. રેખા કરતાં શૂન્ય અધિક હોય તો માઠું ફળ સમજવું. વિશેષ રેખા તથા શૂન્ય યંત્રમાં જુઓ. ( આ રેખા વિષયમાં ગ્રંથકર્તાએ એવી બારીકતા દેખાડી છે જેથી વાંચનાર અકળાયા વિના રહે નહિ પણ તેનો કાંઇક સારાંશ દેખાડી મુળ શ્લોક અને યંત્ર અમોએ મુકયા છે. વિશેષ વિદ્વાનને પુછીને વાકેફ થવું ). ॥ ૩૭–૬૧ ॥

## અથ શ્રી સૂર્યાષ્ટક યંત્ર.

<table>
<tr><td>૧૦ |||||<br>૦૦૦</td><td rowspan="2">૯ ||||<br>૦૦૦૦</td><td>||| ૮ શ.<br>૦૦૦૦૦</td></tr>
<tr><td>૧૧<br>૦૦ ||||||</td><td>||| ૭<br>૦૦૦૦૦</td></tr>
<tr><td>શુ. રા. ૧૨<br>|||| ૦૦૦૦</td><td></td><td>૬ |||||<br>૦૦૦૦</td></tr>
<tr><td>૧ બુ.<br>૪ ૦૦૦૦૦<br>||</td><td rowspan="2">૩ |||||<br>૦૦૦</td><td>૫ ગુ. ચં.<br>|||<br>૦૦૦૦૦</td></tr>
<tr><td>૨<br>૨ ||||<br>૦૦૦૦</td><td>૪ મ.<br>||<br>૦૦૦૦૦૦</td></tr>
</table>

## અથ શ્રી ચંદ્રાષ્ટક યંત્ર.

<table>
<tr><td>૧૦ ||||<br>૦૦૦૦</td><td rowspan="2">૯ |||<br>૦૦૦૦૦</td><td>૮ શ. ૦૦૦૦૦૦<br>||</td></tr>
<tr><td>૧૧ ૦૦૦<br>||||</td><td>||| ૭<br>૦૦૦૦૦૦</td></tr>
<tr><td>૧૨ શુ. રા.<br>૦૦૦૦ ||||</td><td></td><td>૬ ||||<br>૦૦૦૦૦</td></tr>
<tr><td>૧ બુ. |||<br>૦૦૦૦૦</td><td rowspan="2">૦ ૦૦૦<br>૩ |||</td><td>૫ ગુ. ચં.<br>૧ ૦૦૦૦૦</td></tr>
<tr><td>૨<br>૨ |||<br>૦૦૦</td><td>૪ |||||<br>મ. ૦૦૦૪.</td></tr>
</table>

## અથ શ્રી બુધાષ્ટક યંત્ર.

| | | |
|---|---|---|
| ૧૦ ।।।।।।<br>૦ | ૯ ।।।<br>૦૦૦૦૦ | શ. ૮ ।।।।<br>૦૦૦૦ |
| ૧૧ | | ૭ ।।।।<br>૦૦૦૦ |
| શુ. રા. । ૦<br>૦૦૦૦૦૦<br>।। | | ૬ ૦૦૦૦૦૦<br>।।।।। |
| ૦૦૦૦૦<br>।।।।<br>બુ. । | ૩ ।।।।<br>।।।।<br>૦૦ | ૫ વૃ. ચં. ૦<br>૦૦૦<br>૦૦ |
| ૨<br>૨ ૦૦૦<br>।।।।।। | | ૪ ૦૦૦<br>મં. ।।।। |

## અથ શ્રી ભૌમાષ્ટક યંત્ર.

| | | |
|---|---|---|
| ૧૧ ૦૦૦<br>।।।। | ૯ । ૦૦૦<br>૦૦૦૦ | સ. ૮. ૧૦<br>૦૦૦૦૦૦ |
| ૦૦ ।।<br>।।।।૧૦ | | ૭ ૦૦૦૦<br>।।।। |
| શુ.રા. ૧૨<br>૦૦૦૦<br>।।।। | | ૬ ।।।।<br>૦૦૦૦ |
| ૦૦૦૦૦<br>૦૦૦ બુ. ૧. | ૩ ।।।।<br>૦૦૦૦ | ૫ વૃ. ચં. ૦૦૦૦૦<br>।।। |
| ૨ ૦૦૦<br>।।।।। ૨ | | ૪ ૦૦૦૦<br>।।।। |

## અથ શ્રી શુક્રાષ્ટક યંત્ર.

| | | |
|---|---|---|
| ૧૦ ।।। ૦૦૦૦૦ | ૯ ।।।।।।। ૦ | શ. ૮ ।।।। ૦૦૦૦૦ |
| ૧૧ ।।। ૦૦૦૦૦ | | ૭ ।।। ૦૦૦૦ |
| શુ. રા. ૧૨ ।।।।।।।। ૦ | | ૬ ।।।। ૦૦૦૦ |
| ૧ બુ ૦૦ ૦।।।।। | ૩ ।।।।। ૦૦૦ | ૫. ગૂ. ચ. ૦૦૦ ।।।। |
| ૨ ૨૦૦ ૦૦૦ ।।। | | ૪ મં. ।।।। ૦૦૦૦ |

## અથ શ્રી ગુરૂષ્ટક યંત્ર.

| | | |
|---|---|---|
| ૧૦ ।।।।। ૦૦૦ | ૯ ।।।।। ૦૦ ૦ | શ. ૮ ।। ૦૦૦૦૦ |
| ૧૧ ૦૦૦ ।।।।। | | ૭ ૦૦૦૦ ।।।। |
| શુ રા. ૧૨ ।।।।। ૦૦૦૦ | | ૬ ।।।। ૦૦૦૦ |
| ૧ બુ. ૦૦૦ ।।।। | ૩ ।।।। ૦૦૦૦ | ૫ ગૂ. ચં. ।।।।। ૦૦૦ |
| ૨ ૨૦ ૦૦૦ ।।।। | | ૪ ।।।। ૦૦૦૦ |

## અથ શ્રી સર્વ ગ્રહ રેખાષ્ટક વર્ગ યંત્ર.

| | | |
|---|---|---|
| શ. ૧૦ ।।।।।।।।। ।।।।।।।।।।।।।। | ૯ ।।।।।।।।।। ।।।।।।।।।।।।। ૨૮ | શ. ૮ ।।।।।। ।।।।।।।।।। |
| ૧૫ ।।।।।।।।।।।।।।।। ।।।।।।।।।।।।।। ૩૨ | | ૭ ।।।।।।।।।।। ।।।।।।।। |
| શુ.રા.૧૦ ।।।।।।।।।। ।।।।।।।।।।।।।।।। ।।।। ૩૧ | | ૬ ।।।।।।।।।।। ।।।।।।।।।। ૨૮ |
| ૧ બુ૦ ।।।।।।।।।।।।। ।।।।।।।।।।।।।।। | ૩ ।।।।।।।।।।।। ।।।।।।।।।।।।।।।।।।। ૩૨ | વૃ. ચં. પ. ।। ।।।।।।।।।।।।।।।। ।।।।।। |
| ૨ રા ।।।।।।।।।। ।।।।।।।।।।।।।। | | ૪ મં. ।।।।।।। ।।।।।।।।।।।।। |

ઉપર બતાવેલ રેખાષ્ટક યંત્ર જન્મપત્રિકા બનાવવાના કામમાં આવે છે. તેમાં રેખા તથા બીંદુની સંખ્યાનું ફળ ઉપર સંક્ષેપમાં બતાવેલું છે.

## અથ શ્રી શનીષ્ટક યંત્ર.

| | | |
|---|---|---|
| | ૧૦ ।।।। ૦૦૧ | ૮ શ. ૦૦૦૦૦ ।।। |
| ૧૧ ।।।। ૦૦૦૦ | ૯ ૦૦૦ ।।।। | ૭ ૦૦૦૦ ૦૦ ।। |
| | શુ. રા. ૧૨ ।।।। ૦૦૦૦ | ૬ ।।।। ૦૦૦૦ |
| ૧ બુ. ।। ૦૦ ૦૦૦૦ | ૩ ।।।। ૦૦૦૦ | ૫ વૃ. ચં. ।। ૦૦૦૦૦૦ |
| | ૨ ૨૦૦ ૦।।।। | ૪ મં. ।। ૦૦૦ ૦૦૦ |

# अथ श्री शुभ कार्यमां वर्जवा योग्य समय विचार.

रवि क्षेत्रगते जीवे जीव क्षेत्रगतेरवौदीक्षा ।
मुच्छापनं चापि प्रतिष्टांनैव कारयेत् ॥६२॥
सिंहस्ते देव गुरौ च कन्या विवाहिता पंच करोति भर्त्ता ।
विवादक्षौरं व्रतबंध दीक्षा यात्रा प्रतिष्ठा च वर्जनीया ॥६३॥
शोक विवाहे मरणं व्रतेषु क्षौरे दालिद्रंनिफला च यात्रा ।
व्रती च मूर्खाप्य शुभाप्रतिष्टासिंहस्थोति सर्ववर्जनीया६४

**ભાવાર્થઃ**—જે માસમાં રવીની રાશીપર ગુરૂ હોય એટલે સિંહ રાશીનો ગુરૂ હોય અને ગુરૂ રાશીપર રવી હોય એટલે ધન તથા મીનના સૂર્ય હોય તે મલમાસ કહેવાય. તેમાં શુભ કાર્યોનો ત્યાગ કરવો. તે સમયમાં દીક્ષા ન દેવી અને ઘરની વાસ્તુ પણ ન કરવી.

જો સિંહ રાશીનો ગુરૂ હોય અને તેમાં લગ્ન કરે તો તેના સ્વામીનો નાશ થાય. તેમાં પ્રથમ મુંડન, ઉપવીત સંસ્કાર, દીક્ષા, વાસ્તુ, દેવની પ્રતિષ્ટા; એ કાર્ય ન કરવાં. .

જો સિંહ રાશીના ગુરૂમાં લગ્ન કરે તો સ્વામીનો નાશ થાય. પ્રથમ મુંડન કરવાથી દરીદ્રિ થાય, યાત્રા ગમન નિષ્ફળ થાય, ઉપવીત સંસ્કાર કરવાથી તે બાળક મૂર્ખ રહે, દીક્ષા દે તો અજ્ઞાન રહે, અને પ્રતિષ્ટા કરે તો વિઘ્ન થાય. તે કારણથી સિંહ રાશીનો ગુરૂ શુભ કામમાં ત્યાગ કરવો. પણ મેષ રાશીનો સૂર્ય થાય ત્યારે ઉપર કહેલાં શુભ કાર્યો કરવાથી સિંહ તથા ગુરૂનો દોષ લાગુ પડતો નથી. ॥ ૬૨-૬૪ ॥

# अथ श्री गृह वास्तु, देव प्रतिष्टा, अने दीक्षा मूहूर्त्त विचार.

हरि शयने अधिक मासे गुरु शुक्रास्ते न लग्न मन्वेष्यं ।
लग्नेशांशापयोनिचास्तगते च न शुभं स्यात् ॥६५॥
कुलिकार्द्धयाम भद्रा गंडांतो त्यात मुख्य दोष ।
युतंत्याज्यं सदादिनं च कुजवारोपि पुनःप्रतिष्टायां ॥६६॥
त्र्येक द्वितयि पंचम दिनां निपक्षद्वयेपिशस्तानि ।
शुक्ले तिंम त्रयोदश दशमान्यापि प्रतिष्टायां ॥६७॥
पक्षद्वितिएतुर्याष्ट षष्ट द्वादशांत्य नवम दिनाः ।
त्याज्याश्चतुर्दशापि च दीक्षायामुत्तमास्त्वन्ये ॥६८॥

**ભાવાર્થ:**—ગૃહ વાસ્તુ, પ્રતિષ્ટા મુહુર્તમાં દેવ શયન હોય (અશાડ શુદી ૧૧ થી કારતક સુદી ૧૧ સુધી), અથવા કર્ક સંક્રાંતીથી તુલા સંક્રાંતી પર્યંત (અશાડ શુદી ૧૪ થી કારતક શુદી ૧૪ સુધી) દેવ શયન કહેવાય છે. તેમાં ઉપર કહેલ શુભ કાર્ય ન કરવું, અને અધિક માસ તથા ગુરૂ, શુક્રનો અસ્ત ત્યાગ કરવો. લગ્ન શુદ્ધિ જોવામાં લગ્ન તથા નવમાંશનો પતિ નીચ રાશીનો અથવા અસ્તનો હોય તો તે લગ્ન ત્યાગ કરવું.

હવે માસ શુદ્ધિ વિષે કહે છે. કુલીકયોગ, અર્ધ પ્રહર, ભદ્રા, ગંડાંત યોગ, ત્રણ પ્રકારનો પાત તથા ઉત્પાત એટલે જે નક્ષત્ર ઉપર ગ્રહનો ગ્રહણાદિક ઉત્પાત હોય તે નક્ષત્ર વર્જ કરવાં, અને મંગળવાર વર્જ કરીને સારો વાર ગ્રહણ કરવો.

હવે તીથી પ્રકાર કહે છે. ૩, ૧, ૨, ૫ એ તીથીઓ બન્ને પક્ષની સારી જાણવી. શુકલપક્ષની તેરશ તથા દશમ લેવી, અને

બન્ને પક્ષની ૪, ૮, ૬, ૧૨, ૧૫, ૯, ૧૪ એ તીથીઓ શુભ કાર્યમાં તથા દિક્ષામાં ત્યાગ કરવી. વિશેષ યંત્રમાં જોવાથી માલુમ પડશે. ॥ ૬૫–૬૮ ॥

**અથ શ્રી ઉભય પક્ષ શુભાશુભ તીથી યંત્ર.**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૧ | ૨ | ૫ | ૧૩ | ૧૦ | ૦ | કૃષ્ણપક્ષે, શુકલપક્ષે શુભ |
| ૪ | ૮ | ૬ | ૧૨ | ૧૫ | ૯ | ૧૪ | ઉભય પક્ષમાં અશુભ |

## अथ श्री गुरु शुक्रना उदय अस्तनो विचार.

पूर्वाश्यां उपनो शुक्रो बाल्य भावादि न त्रयं त्याज्याः । पश्चिमायां च दशादिवशस्त्याज्याः ॥ पूर्वश्यामस्त्यभिलाषी शुवर्द्धिकभाचात्यक्ष परित्याज्यः । पश्चिमायां च दिन पंचक त्याज्याः ॥ गुरु पुनरुदयेस्तमने च पूर्व पश्चिमेः पक्षंत्याज्याः । आन्ये पुनरुदयास्तमने च पुरः प्रतीच्यौरपि ॥ गुरु शुक्रो दिन ससकं त्यजंति प्रस्तावात् स्वोपज्ञं शुक्रः । प्राच्यांद्यपैसस्यमानि शूक्रस्यास्तमनं दिवसभुक्तिः ॥ संख्या १ पक्ष च पंचदिवसान् भृगुजः । प्रवृद्ध त्रीन् बालकस्तदश चापिपुरः ॥ प्रतीच्योः सर्वत्र सूरि रुदयेऽस्तमने च पक्ष । मनैस्त्विमौ दिवस ससक मेव वर्ज्यौ ॥ ६९ ॥
ग्रहणस्य दिनं तदादिमंदिनंमागामि दिनानि सप्त च ।
त्यज संक्र मवासुरं पुनः सह पूर्वेण च पश्चिमेन च ॥७०॥

ભાવાર્થઃ—પૂર્વ દીશામાં શુક્ર ઉદય થાય ત્યાર પછી બાલ્યભાવના ત્રણ દિવસ ત્યાગ કરવા, પશ્ચિમમાં ઉદય થાય તો દશ દિવસ ત્યાગ કરવા, પૂર્વ દીશામાં અસ્ત થાય તો વૃદ્ધપણાના અસ્ત થતાં પહેલાં ૩ દિવસ ત્યાગ કરવા, પશ્ચિમ દિશામાં અસ્ત થાય ત્યારે ૫ દિવસ અસ્ત પહેલાં ત્યાગ કરવા, અને ગુરૂ ઉદય તથા અસ્તમાં પૂર્વ પશ્ચિમ દિશામાં ૧૫ દિવસ ત્યાગ કરવા. એટલે ૭ દિવસ ઉદયના ને ૭ દિવસ અસ્તના. કેટલાક આચાર્યનો એવો પણ મત છે, કે પૂર્વ, પશ્ચિમ ગુરૂ, શુક્ર અસ્ત ઉદયમાં સાત સાત દિવસ ત્યાગ કરવા. એટલે ૩ દિવસ ઉદય અસ્ત થતાં પહેલાં, એક દિવસ ઉદય અસ્ત થાય તે, ને ૩ દિવસ ઉદય અસ્ત થયા પછી; કુલ સાત દિવસ વર્જવા. ગ્રહણ ( ચંદ્ર-સૂર્ય )ના ૭ દિવસ પૂર્વોક્ત રીતે વર્જવા. ॥ ૬૯–૭૦ ॥

## अथ श्री दीक्षा नक्षत्र विचार.

दीक्षायां स्थापनायां चशस्तं मूलं पूनर्वसुः ।
स्वातिर्मैत्रंकरः श्रोत्रं पोश्नं ब्राह्मूत्तरात्रायं ॥७१॥
प्रतिष्टयां धनिष्टा च पुष्यः सौम्यं मघा आपि दिक्षाया ।
शस्यते सद्भिरश्विनी वारुणं तथा ॥७२॥
जन्मर्क्षे दशमे चैव षोडसेष्टादशे तथा ।
पंचविशे त्रयोविंशे प्रतिष्टांनैव कारयेत् ॥७३॥
ग्रहणस्थ ग्रहे भिन्नं मुदितस्तामित ग्रहं क्रूरा ।
मुक्ताग्रगाक्रांतं नक्षत्रं परिवर्जयेत् ॥७४॥

ભાવાર્થઃ—મૂલ, પુનર્વસુ, સ્વાંતિ, અનુરાધા, હસ્ત, શ્રવણ, રેવતી, રોહિણી, ત્રણ ઉત્તરા, મૃગશર, મઘા, પુષ્ય, અશ્વિની, સતભિશા એ નક્ષત્ર દિક્ષા, પ્રતિષ્ઠામાં ગ્રહણ કરવાં.

વળી પોતાના જન્મ નક્ષત્રથી ૧૦ મું, ૧૬ મું, ૧૮ મું, ૨૩ મું, ૨૫ મું એ નક્ષત્ર પ્રતિષ્ટામાં ત્યાગ કરવાં, અને ગ્રહણના દિવસનું નક્ષત્ર શુક્ર, ગુરૂ અસ્તના દિવસનું નક્ષત્ર, અને જે નક્ષત્રપર ઉત્પાત ભિન્ન ક્રુર ગ્રહ હોય તે નક્ષત્ર વર્જ કરવું.

### અથ શ્રી નક્ષત્ર શુદ્ધિ યંત્ર.

| મૃગ | પુન | સ્વાં | અ. | હ | શ્ર. | રે | રો. | ઉ ફા | ઉ. પા | ઉ. ભા | મૃ. | મ. | પ્રતિષ્ટા નક્ષત્ર. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મૃગ | પુન | સ્વા | અ. | હ | શ્ર | રે. | રો. | ઉ. ૩ | અશ્વ. | શ. | દિક્ષા નક્ષત્ર. | | |
| ૧ | ૧૦ | ૧૬ | ૧૮ | ૨૩ | ૨૫ | જન્મ નક્ષત્રથી પ્રતિષ્ટા (દીન) નક્ષત્ર ત્યાગ કરવાં. | | | | | | | |

## अथ श्री वेध, लत्तापात, एकार्गल विचार.

वेधै कार्गल लत्तापातोप ग्रह युतं च भंत्याज्यं ।
वेधै कार्गल दोषो पादांतरितौ न दोष करौ ॥७५॥
सप्तोर्द्ध सप्ततिर्यग रेखा कायास्तदग्रतः ।
पूर्वादौ कृतिकादीनि सप्त २ चतुर्द्दिशं ॥७६॥
एव मिष्ट भेरेखायां ग्रहो यदि तदा व्यधः ।
ग्रह राहू हते शुद्धिश्चंद्र भुक्तार्द्ध वर्षयोः ॥७७॥
पढमो चउथपायं विधईवीयो अतइ अपायं च ।
तईउंय बीयपायं चउच्छ पढगपायं च ॥७८॥
उत्तोत्तरा सौम्यमभीचि रोहिणी पुनर्वसु ।
मेसुफा च पोश्वा भकरोत्तरा भद्रपदे ॥
मघायमेऽनुराध सार्प्पीशतभोनिल पुनः ॥७९॥

त्यज्येदमूः क्रूर निवास दूषितं विवाहकाले ।
वहु दुःखदायकं पद प्रतिष्टा समयेपि ॥
निंदित कराद्य पादांतरितंतुसस्यात् ॥८०॥
रवि वेधे च वैधव्यं कुज वेधे कुल क्षयं ।
बुद्ध वेधे भवद्वंध्या प्रवर्ज्या गुरु वेधतः ॥८१॥
अपुत्रा शुक्र वेधेन शौरे दाशी च दुखिता ।
राहु वेधे भवेद्वेश्या केतो स्वच्छंदचारीणी ॥८२॥

ભાવાર્થઃ—સૌમ્ય ગ્રહ ને પાપ ગ્રહનો વેધ હોય તો એકાર્ગલ તથા લત્તાપાત દોષ વર્જ કરીને શુદ્ધ લગ્ન જોવું. એ દોષ જોવા માટે સપ્ત શલાકા ચક્ર કરવું. તે સપ્તશલાકા ચક્ર બનાવવાની રીત એવી છે, કે સાત રેખા ઉભી અને સાત રેખા આડી કરીને પૂર્વ દિશામાં કૃતિકાને આદ્ય લઇને ચાર દિશામાં નક્ષત્ર મૂકવાં, અને જે દિવસનું લગ્ન જોવું હોય તે દિવસનું નક્ષત્રનું ચિન્હ જુદું કરવું, ને તે દિવસે જે જે નક્ષત્રપર જે જે ગ્રહ હોય તે તે પોતપોતાના નક્ષત્રપર મૂકવા. જો ચંદ્રમા તથા રાહુ એક લીંટીપર આવે તો વેધ સમજવો. એવી રીતે સૌમ્ય ને પાપ ગ્રહ એક લીંટીમાં હોય તો વેધ સમજવો.

વળી વિશેષ ખુલાસાથી કહે છે. રોહિણી તથા અભિજીતનો વેધ, પુનર્વસુ ને મુલનો વેધ, ઉત્તરા ફાલ્ગુણી ને રેવતીનો વેધ, અને હસ્ત ને ઉત્તરાભાદ્રપદનો વેધ સમજવો.

પાપ ગ્રહ ને સૌમ્ય ગ્રહનો વેધ હોય તો દુઃખ પ્રાપ્ત કરે, રવીનો વેધ કન્યાને વિધવા કરે, મંગળનો વેધ હોય તો કુળનો ક્ષય કરે, બુધનો વેધ હોય તો સ્રી વંધ્યા થાય, ગુરૂના વેધથી સંતાનનો નાશ થાય, શુક્રના વેધથી સ્રી પુત્રરહિત થાય, શનિશ્ચરના વેધથી સ્રીને દુઃખ થાય, રાહુના વેધથી વેશ્યાપણું થાય, અને કેતુના વેધથી સ્વછંદાચારી થાય. ॥ ૭૫-૮૨ ॥

## અથ શ્રી એકાર્ગલ યંત્ર.

## अथ श्री एकार्गल यंत्र विचार.

त्रयोदश तिरो रेषा एकोर्द्ध मस्तके ततः ।
न्यस्ते योगोक्त नक्षत्रे भवेदेकार्गलंस्तदा ॥ ८३ ॥
शूले मूर्द्धनि मृगो मघा च परिघे चित्रा तथा वैधृतौ ।
व्याघाते च पुनर्वसुर्निगदितः पुष्यश्च वज्रे स्मृतः ॥
गंडे मूल मघाश्विनी प्रथमके मैत्रो तिगंडे तथा ।
सर्पिश्च व्यतिपात इंदुतपनावेकार्गलस्थो यदा ॥८४॥

ભાવાર્થઃ—તેર રેખા આડી ને એક ઉભી કાઢવાથી ઉપર પ્રમાણે એકાર્ગલ યંત્ર થાય છે. લગ્નને દીવસે જો શૂલ યોગ હોય તો માથે મૃગશર નક્ષત્ર મુકીને બધાં નક્ષત્ર ગોઠવવાં, ને પરીઘ યોગ હોય તો મઘા નક્ષત્ર માથે ગોઠવવું. વેધૃત યોગ હોય તો ચિત્રા નક્ષત્ર, વ્યાઘાત યોગ હોય તો પુનર્વસુ નક્ષત્ર, વજ્ર યોગ હોય તો પુષ્ય નક્ષત્ર, ગંડ યોગ હોય તો મૂલ નક્ષત્ર, અને અતીગંડ યોગ હોય તો અશ્લેષા નક્ષત્ર મસ્તક ઉપર ગોઠવવાં. સૌમ્ય ને પાપ ગ્રહ એક લીટીપર આવે તો એકાર્ગલ સમજવો. ॥ ૮૩-૮૪ ॥

## अथ श्री लत्ता दोष विचार.

सूर्याष्ट त्रित्रिविंशर्तुपंच विंशाष्ट संख्याभे ।
सूर्यादीनां क्रमाल्लतैक विशतम सोग्रतः ॥८५॥
करोति यत्र नक्षत्रे राकातं रजनी करत ।
तश्चाष्टम नक्षत्रं सपरोहंति लत्तया ॥८६॥
अग्रते नवमे राहोः सप्त विंशे भृगो शुभे ।
केचिज्योतिर्विदः प्राहुलतातामपि वर्जयेत् ॥८७॥

रवि लत्तावित्त हरी नित्यं कौजी समादिशति ।
मरणंचांद्रीत्रासंकुर्याद्बौधी मृत्यु करोत्येवं ॥८८॥
शौरी मरणं कथति बंधु विनाशं बृहस्पतिर्लत्ता ।
मरणं राहोर्लत्ता कार्य विनाशं भृग वदति ॥८९॥

ભાવાર્થઃ—લગ્નના દિવસના નક્ષત્રથી સૂર્ય ૧૨માં નક્ષત્ર પર હોય, ચંદ્રમા ૮માં નક્ષત્ર પર હોય, મંગળ ૩જા નક્ષત્ર પર હોય, બુધ ૨૩મા નક્ષત્ર પર હોય, ગુરૂ ૬ઠ્ઠા નક્ષત્ર પર હોય, શુક્ર ૨૫માં નક્ષત્ર પર હોય, શની ૮માં નક્ષત્ર પર હોય, અને રાહુ ૨૧માં નક્ષત્ર પર હોય તો લત્તા દોષ જાણવો. વળી કેટલાક આચાર્યો કહે છે કે, શુક્ર ૨૭માં નક્ષત્ર પર હોય ને રાહુ ૯માં નક્ષત્રપર હોય તો લત્તા દોષ સમજવો. હવે તે દોષનું ફળ કહે છે.

રવીની લત્તાથી ધનને હાની થાય, મંગળની લત્તાથી મૃત્યુ થાય, બુધની લત્તાથી ત્રાસ થાય, ગુરૂની લત્તાથી બંધુનો નાશ થાય, શનિશ્ચરની લત્તાથી મૃત્યુ થાય, રાહુની લત્તાથી મૃત્યુ થાય, અને શુક્રની લત્તાથી કાર્યનો વિનાશ થાય. ॥ ૮૫–૮૯ ॥

## अथ श्री पात दोष विचार.

सार्पि पितृ देव चित्रा मैत्र श्रुति पौश्नभानि सूर्याक्षात् ।
यत्सख्यन्यश्चन्यास्तत्संख्याक्षे भवेत्पातः ॥९०॥
साध्यहर्षण शूलानां वैधृती व्यतिपातयो ।
यद्गंडस्य चातेस्यात्तत्पातेन निपातितं ॥९१॥
पातेन पतितो ब्रह्मा पातेन पतितो हरिः ।
पातेन पतितः शंभूः पातः त्रैलोक्यपातक ॥९२॥

ભાવાર્થઃ—સૂર્યના નક્ષત્રથી ગણવું, અને અશ્લેષા, મઘા, ચિત્રા, અનુરાધા, શ્રવણ, રેવતી, એ નક્ષત્ર આવે ત્યાં નિશાની રાખવી, ને તે લગ્ન દિવસના નક્ષત્રથી ગણતાં ઉપર કહેલાં નિશાની-વાળાં કોઈ પણ નક્ષત્ર આવે તેને પાત દોષ કહે છે માટે તે વર્જવાં. તેમજ સાધ્ય યોગ, હર્ષણ યોગ, શુલ યોગ, વૈધૃત, વ્યતિપાત, નક્ષત્ર ગંડાંત, એ પણ યોગ પાતની માફક શુભ કાર્યમાં વર્જવાં.

ઉપર કહેલા પાત દોષથી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર સરીખાં પણ પતિત થાય છે। માટે તે પાત દોષ સર્વથા ત્યાગ કરવો.

## अथ श्री उपग्रह विचार.

विद्युत्मुख शूला शनिके उल्का वज्रकंपनिर्घाताः ।
ङ ५ ज ८ ढ १४ द १८ ध १९ फ २२ ब २३ भ २४
संख्ये रविं पुरत उपग्रहाधिष्णे ॥९३॥
विद्युत्पुत्र विनाशनिगदातिभर्च्छबंधझटति शूलः ।
दशम दिनेऽशनिपातं पत्युर्घातं सदेवरं केतुः ॥९४॥
द्रव्य विनाशं चोल्का परपुरुष रता करोति वज्राख्या ।
कंपाख्यान्निधिनाशं कुल संहारं च निधर्म्घाते ॥९५॥

ભાવાર્થઃ—સૂર્યના નક્ષત્રથી ગણતાં લગ્ન દિવસનું નક્ષત્ર જો ૫મું, ૮મું, ૧૪મું, ૧૮મું, ૧૯મું, ૨૨મું, ૨૩મું, ૨૪મું; એ સંખ્યાનું હોય તો તેને ઉપગ્રહ કહે છે.

ઉપર કહેલા નક્ષત્રમાંથી ૫મું નક્ષત્ર હોય તો તેને વિદ્યુત નામનો ઉપગ્રહ કહે છે; તેમાં લગ્ન કરવાથી પુત્રનો નાશ થાય. ૮માં નક્ષત્રને શુલ ઉપગ્રહ કહે છે; તેમાં લગ્ન કરવાથી બંધન થાય છે. ૧૪માં નક્ષત્રનો અશની નામનો ઉપગ્રહ હોય છે; તેમાં

લગ્ન કરે તો પતિનો ઘાત થાય. ૧૮મું નક્ષત્ર હોય તેને કેતુ ઉપગ્રહ કહે છે. તેમાં લગ્ન કરે તો દીયરનો નાશ થાય. ૧૯માં નક્ષત્રને ઉલ્કા ઉપગ્રહ કહે છે; તેમાં લગ્ન કરવાથી દ્રવ્યનો નાશ થાય. ૨૨માં નક્ષત્રને વજ્ર ઉપગ્રહ કહે છે; તેમાં લગ્ન કરે તો નિધિનો નાશ કરે. ૨૩માં નક્ષત્રને કમ્પ ઉપગ્રહ કહે છે; તેમાં લગ્ન કરવાથી કંમ્પાયમાન કરે. અને ૨૪મું નિર્ઘાત ઉપગ્રહ હોય તો સંહાર કરે. ॥ ૯૩-૯૫ ॥

### અથ શ્રી ઉપગ્રહ યંત્ર.

| યોગ. | વિદ્યુત. | શુલ. | અશનિ | કેતુ. | ઉલ્કા | વજ્ર. | કંપ. | નિર્ઘાત. |
|---|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર. | ડ ૫ | જ. ૮ | ઙ ૧૪ | ઙ ૧૮ | ધ ૧૯ | ઙ ૨૨ | મ. ૨૩ | ભ. ૨૪ |

## अथ श्री क्रांति सांम्य विचार.

रविं दुभुक्त राशीनां योगे षट् द्वादशाढ्या यदिस्युः ।
स्यात्तदाहेयः क्रांति सांम्यस्य संभवः ॥९६॥
मनि कन्नह मेस सिंहस्स वृष मकरह धणु मिहुण ।
हक्कहवीछिविउतुलकुंभहसासिस्वरहकुंतहसांमिगणेउ ॥९७॥
षड्वाहतोग्निनादग्धोनागदष्टोपिजीवितिक्रांतिसांम्ये ।
कृतोद्वाहो न जीवति मांनव क्रांति सांम्यः ॥९८॥

ભાવાર્થઃ—રવી અને ચંદ્રની ભોગવેલી રાશી ઉપર રવી ચંદ્રને ક્રાંતીસાંમ્ય યંત્રમાં મુકવાથી અને એક રેખા પર રવી ચંદ્ર આવવાથી ક્રાંતી સાંમ્યનો સંભવ થાય છે. મીન તથા કન્યાને, મેષ તથા સિંહને, વરખ તથા મકરને, તુલા તથા કુંભને, વૃશ્ચિક તથા કરકને, અને મિથુન તથા ધનને એવી રીતે ક્રાંતી સાંમ્ય

થાય છે. તે ક્રાંતી સામ્ય હોય એવો છે કે, કોઇ અગ્નિમાં પડયો હોય તો બચે, અને સર્પ કરડયો હોય તો ઝેર ઉતરે; પણ ક્રાંતી સાંમ્યમાં પરણેલો માણસ જીવે નહિં. ॥ ૯૬-૯૮ ॥

## અથ શ્રી ક્રાંતી સાંમ્ય યંત્ર.

# अथ श्री प्रतिष्टा मुहूर्त्त लग्न विचार.

द्विश्वभाव प्रतिष्टा सुस्थिरं वा लग्न मुत्तमं ।
तदा भावे चरे ग्राह्यं तदामगुण भुषितं ॥९९॥
मिथुन धन राद्य भाग प्रमदाशाः शुभाःस्यु प्रतिष्टायं ।
मीन तुला धर केशरि नवांशका मध्यमा ज्ञेया ॥१००॥

ભાવાર્થઃ—ઘરની વાસ્તુ તથા પ્રતિષ્ઠાના મુહુરતમાં દ્વી સ્વભાવ લગ્ન ( મિથુન, કન્યા, મીન. ) ને સ્થિર લગ્ન (વરખ, સિંહ, વૃશ્ચિક, કુંભ) એને ગ્રહ કરવાં. તે બે લગ્ન સારાં ન આવતાં હોય તો બહુ ગુણયુક્ત ચર લગ્ન પણ ગ્રહણ કરવું. મિથુન તથા ધન લગ્નનો અરધો ભાગ પહેલો શુભ છે, અને મીન, તુલા, તથા સિંહનો મધ્ય ભાગ શ્રેષ્ટ છે. ॥ ૯૯-૧૦૦ ॥

અથ શ્રી ચર, સ્થિર, દ્વી સ્વભાવ યંત્ર.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૪ | ૭ | ૧૦ | ચર લગ્ન |
| ૨ | ૫ | ૮ | ૧૧ | સ્થિર લગ્ન. |
| ૩ | ૬ | ૯ | ૧૨ | દ્વી સ્વભાવ. |

## अथ श्री नवमांशक फल विचार.

इदानीमंशक फलं मेषांशे स्थापितं बिंबं वह्नि दाह ।
भयावहं वृषांशे मृतये कर्त्ता स्थापकश्च दिन त्रये ॥१॥
मिथुनांश शुभो नित्यं भोगदः सर्व सिद्धिदः ।
कुमारंतु हरेत्कर्कः कुलनाश मृतु त्रये ॥२॥
विनश्यति ततो देव षड्भिरब्दै न संशयः ।
सिह्मंसे सोक संतापः कर्तृ स्थापक शिल्पिनां ॥३॥
संजायते पुनः ख्यातो लोकैर्वादेवदेवहि भोगः ।
सदैव कन्यां सदेव देवश्य जायते ॥४॥
नैवधान्ययुतः कर्त्ता नंदते सुचिरं भुवि ।
उच्चाटन् भवेत्कर्तुबंधश्चेव भवेत्सदाः ॥५॥
स्थापकस्य भवेत रस्युस्तुलां शेवच्छरद्वये ।
वृश्चिकेंपि महाकोपं राज पीडा समुद्भवं ॥६॥

अग्निदाहं महाघोरं दिनत्रये विनिर्दिशेत् ।
धन्वंशे धन वृधिः स्यात् सुभोगं प्रतिमाप्नुयात् ॥७॥
प्रतिष्ठापक कर्त्तारौनदत्तः सुचिरं भुवि ।
मकरांशे महां मृत्युकर्त्ता स्थापक शिल्पिनां ॥८॥
वत्राद्धि नरपते देव स्त्रि भिरब्दैर्न शंशयः ।
कुभांसेसिद्यते देवौ जलपाते न वच्छरात् ॥९॥
जलोदरेणकर्त्ता च त्रिभिरब्दै न शंशयः ।
मीनांशे पूज्यते देवो शक्राद्यैः ससुरासुरैः ॥१०॥
मनुजैश्च सदा पूज्यो विनाकारापकेन च ।
प्रतिष्ठमंशकफलं विख्यातं शास्त्र बुद्धिनां ॥११॥

ભાવાર્થઃ—મેષના નવમાંશકમાં જો પ્રતિષ્ઠા કરે અથવા દેવ મૂર્તિ સ્થાપન કરે તો અગ્નિનો ભય થાય; જો વરખના નવમાંશકમાં સ્થાપન કરે તો ૩ દિવસમાં પ્રતિષ્ઠા કરવાવાળાનું મૃત્યુ થાય. મિથુનના નવમાંશકમાં સ્થાપના કરવાથી શુભ ફળ આપે છે અને સંપૂર્ણ સુખની પ્રાપ્તિ થાય છે. કર્કના નવમાંશકમાં સ્થાપના કરે તો કરનારના કુળનો છ માસમાં નાશ થાય. સિંહના નવમાંશકમાં સ્થાપન કરે તો ૬ વરસમાં વિઘ્ન થાય, અને શોક સંતાપ થાય. કન્યાના નવમાંશકમાં સ્થાપન કરે તો સંસારમાં પ્રખ્યાતીપણું પામે, ભોગ સુખની પ્રાપ્તિ થાય; ને તે દેવની ઘણા લોક પુજા કરે. તુલાના નવમાંશકમાં સ્થાપન કરે તો, તે પુરૂષને દરિદ્રાવસ્થા પ્રાપ્ત થાય. વૃશ્ચિકના નવમાંશકમાં જો સ્થાપન કરે તો રાજાનો કોપ થાય, પીડા થાય, અને અગ્નિનો પણ ભય થાય. ધનના નવમાંશકમાં સ્થાપન કરવાથી ધનની વૃદ્ધિ થાય, ભોગ વૃદ્ધિ થાય, અને ઘણા વર્ષ સુધી સુખ ભોગવે. મકરના નવમાંશકમાં

સ્થાપન કરવાથી તુરત મૃત્યુ થાય તથા દેવ પ્રતિમા ઊપર ૩ વરસમાં વજ્રપાત થાય. કુંભના નવમાંશકમાં સ્થાપન કરવાથી ૧૨ મહિનામાં જલપાત થાય અથવા કરનારને જલંધર થાય. મીનના નવમાંશકમાં સ્થાપન કરે તો તે પ્રતિમાની ઇંદ્રાદિક દેવતા પુજા કરે, અને મૃત્યુલોકમાં પણ સારી પુજા થાય.

વળી બુદ્ધિમાન આચાર્યો કહે છે કે શુદ્ધ નવમાંશકમાં શુભ કામ કરવું તેથી શ્રેષ્ટ ફળ થાય છે. ॥ ૧-૧૧ ॥

અથ શ્રી નવમાંશકે ફળ યંત્ર.

| | | | | | |
|---|---|---|---|---|---|
| મેશાંષ. | જઘન્ય. | સિંહાંશ. | જઘન્ય. | ધનાંશ. | ઉત્તમ |
| વર્ષાંશ. | જઘન્ય. | કન્યાંશ | ઉત્તમ. | મકરાંશ. | જઘન્ય. |
| મિથુનાંશ. | ઉત્તમ. | તુલાંશ. | જઘન્ય. | કુંભાંશ. | જઘન્ય |
| કર્કાંશ. | જઘન્ય | વૃશ્ચિકાંશ. | જઘન્ય. | મીનાંશ. | મધ્યમ. |

## अथ श्री लग्न ग्रह बल विचार.

वृश्चिक मिथुन धनुर्द्धर कुंभेषु शुभा यदि क्षण भवति ।
पंचम केतु नवांशे वृषा जयोर्नान्य राशीनां ॥१२॥
लग्नेंदोरस्तगः क्रूरो दुखस्थाव स्थितः रासी ।
वर्गोत्तमं विनाचांत्यो नवांशोपि न गृह्यते ॥१३॥
दीप्तः स्वस्थो मुदितः शांत शक्त प्रपीडितो दीनः ।
विकलखलश्च कथितो नव प्रकारो ग्रहो हरिणा ॥१४॥

स्वोच्चै भवतिहि दीप्तः स्वस्थः स्वगृहे सुहृद्गृहे मुदिताः ।
शांतः शुभ वर्गस्थः शक्तः स्फूट किरण जालश्च ॥१५॥
विकलो रवि लुप्तकरो ग्रहाभि भूतः प्रपीडितोज्ञेय ।
पाप गणस्थ च खलोदीवोनिचः समाख्यातः ॥१६॥
न जन्मराशौ नो जन्मराशि लग्नांतिमाष्टमे ।
न लग्नं साधिपे लग्नं षष्टाष्टमे गते विंदुः ॥१७॥
जन्मराशि विलग्नाभ्यां रंध्रेशौरंध्र सांस्थितौ ।
त्याज्यौ क्रूरांतरस्थौ च लग्न पीयूषरोचिषौ ॥१८॥
सति दर्शनेयदिश्यादंश द्वादशक मध्यगक्रूरः ।
इंदो लग्नस्य तथा न शुभो राहुस्तु सप्तमगः ॥१९॥
त्रयः सौम्य ग्रहा यत्र लग्नेस्युर्बलत्तराः
बलवत्तदपिक्षेयं शेषहींन बले रपि ॥२०॥

ભાવાર્થઃ—વૃશ્ચિક, મિથુન, ધન, કુંભ, એ રાશીનો ચંદ્રમા શુભ કાર્યમાં શ્રેષ્ટ કહેવાય છે; કેતુ પાંચમાં ભવનમાં નવમાંશમાં શુભ કહેવાય છે; અને વરખ તથા મેષ લગ્નનો ચંદ્રમા શુભ કહેવાય છે. ક્રુર ગ્રહ ૬ઠ્ઠા, ૮માં સ્થાનમાં શુભ કહેવાય છે. ચંદ્રમા નવમાં નવમાંશકમાં હોય તો ગ્રહણુ કરવો નહી, પણુ તે ચંદ્ર વર્ગોત્તમી હોય તો ગ્રહણુ કરવો. હવે ગ્રહની નવ અવસ્થાનો ભેદ કહે છે.

૧. દિપ્ત અવસ્થા, ૨. સ્વસ્થ, ૩. મુદીત, ૪. શાંત, ૫. સુપ્ત, ૬. પ્રપીડિત, ૭. દીન, ૮. વિકલ, ૯. ખલ; એ પ્રમાણે નવ પ્રકારની ગ્રહની અવસ્થા કહી છે. જે ગ્રહ ઉંચનો હોય તેને દિપ્ત અવસ્થા કહે છે; સ્વગ્રહીની સ્વસ્થ અવસ્થા; મિત્રનાં ગ્રહને

વિષે રહેલો ગ્રહ તે મુદિત કહેવાય છે; શુભ ગ્રહ સહિત જે ગ્રહ હોય તેને શાંત કહે છે; બળવાન ગ્રહ હોય તેને સુપ્ત કહે છે; રવીથી અસ્ત ગ્રહ હોય તે વિકલ કહેવાય છે; જે ગ્રહને પાપગ્રહ જુએ તે પ્રપીડિત કહેવાય છે; અને પાપગ્રહ અથવા નીચ ગ્રહ સહિત જે હોય તે દીન કહેવાય છે. હવે લગ્ન શુદ્ધિનો પ્રકાર કહે છે.

શુભ કાર્યમાં જન્મ રાશી હોય તે લગ્ન ન લેવું, તથા જન્મ રાશીથી આઠમું લગ્ન, ને જન્મ લગ્નથી આઠમું લગ્ન તથા લગ્નથી ૬–૮મે ચંદ્રમા હોય તે લગ્ન વર્જવું. જન્મ રાશીથી વા જન્મ લગ્નથી આઠમી રાશી અથવા લગ્ન, તથા આઠમી રાશીનો પતિ તેનું લગ્ન ત્યાગ કરવું; તથા ક્રુર ગ્રહ બે બાજુ હોય તે લગ્ન વર્જવું.

એ રીતે નવમાંશક દ્વાદશાંશકમાં ક્રુર ગ્રહની વચમાં જો દ્વાદશાંશક નવમાંશક હોય તો વર્જ કરવો. ક્રુર ગ્રહની મધ્યમાં ચંદ્ર હોય તો વર્જ કરવો, ને રાહુ ૩–૭મે હોય તો અશુભ છે. લગ્નમાં ૩ શુભ ગ્રહ બળવાન હોય તેવું લગ્ન લેવું. પછી બીજા કોઈ ગ્રહ બળહીન હોય તેની હરકત નહીં. ॥ ૧૨–૨૦ ॥

## अथ श्री लग्न प्रमाण पळ विचार.

मेष स्तत्वयमे २२५ रसेषुयमलै २५६ राशि वृषोभपलैः ।
पंचव्योमहुताशनैश्च मिथुनः ३०५ कर्कः कुवेदाग्निभिः ॥
३४१ सिंहः पाणिपयोधिपावक ३४२ मितैः कन्या कुलोक।
त्रिकै ३३१ रेतेप्य क्रमत स्तुलादय ग्रहस्युर्गूर्जरे मंडले ।२१।
कुभुज २१ नगेंद्रिय ५७ सरवसु ८५ ।
मुनि निधि ९७ वस्वष्ट ८८ भुजरस ६२ क्षैः ॥

स्वं २७ ऊष सप्तलिप्ता सृणनगै ७ कयुण ।
खयुग ४० सुर ३३ शिवै ११ शेषे ॥२२॥

ભાવાર્થઃ—મેષ રાશીની ૨૨૫ પળ, વરખની ૨૫૬, મિથુનની ૩૦૫, કર્કની ૩૪૧, સિંહની ૩૪૨, કન્યાની ૩૩૧, તુલાની ૩૩૧, વૃશ્ચિકની ૩૪૨, ધનની ૩૪૧, મકરની ૩૦૫, કુંભની ૨૫૬, મીનની ૨૨૫; એ પ્રમાણે લગ્નની પળ સમજવી. આ પળો ગુજરાત દેશને અનુસરીને સમજવી. ॥ ૨૧–૨૨ ॥

## अथ श्री लग्न स्पष्ट करवानो विचार.

सूर्याध्याशित राशैमानैं रवि भुक्त नाडिकाभिहते ।
संक्रांति भोग भुक्ते लब्धं यत् सूर्य भुक्तं तत् ॥२३॥
तस्मिनुदयत्र्यंशेदत्तेशेषं खेर्भवेद्भोग्यं ।
इति दिन लग्ने कार्यनिशि लग्ने सप्तमस्यार्कात् ॥२४॥
वांछित लग्नस्याप्यथ भुक्तैन्यस्तैत्तदुदयेत्र्यंशं ।
दत्त नवांशपलानांत्र्यशं दद्यात्प्रवृतेश्च ॥२५॥
इच्छं संस्कृतमखिलं वांछित लग्नस्य भुक्त मिन भोग्यं।
युतमांतरोदयै रपि षष्टि हृते नाडिकापलान्युन्यताः॥२६॥
एवमधिवशानांशे स्थापन दत्तांतरांशपलिमिलिते ।
षष्टि हृतै घटिकाः स्युः पलानि शेषं प्रतिष्टांशः ॥२७॥

ભાવાર્થઃ—પ્રથમ સૂર્ય સ્પષ્ટ કરી તેમાં અયનાંશા જોડવા. અયનાંશા કરવાની રીતઃ—શકમાંથી ૪૪૫ બાદ કરવા, શેષ રહે તેને ૬૦ ભાગ દેવાથી શેષ રહે તે ઘડી કહેવાય ને લબ્ધ રહે તે અંશ કહેવાય. રવીની રાશી પ્રમાણે પાંચ પાંચ પળ લેવી. તે સ્પષ્ટ અયનાંશા થાય. તે અયનાંશા રવીમાં જોડવાથી સાયનાર્ક

થાય. તે સાયનાર્કની રાશી પ્રમાણે પળ લેવી અને તેને ૬૦થી ભાગ દેતાં જે આવે તે ઘડી ને રહે તે પળ. તેને ગોમૂત્રીકા કાઢીને સાયનાર્કના અંશ, કલા, વિકલાથી ગુણવા. તે ગુણવાના બે પ્રકાર છે. એટલે પ્રભાત ઇષ્ટકાલથી અર્ધ રાત્રી પર્યંત ઇષ્ટ હોય તો સાયનાર્કના અંશને ત્રીસમાંથી કાઢીને ગુણવા ને અર્ધ રાત્રીથી પ્રભાત સુધી લગ્ન હોય તો જે અંશ, કલા હોય તે અંશથી ગુણવા. ૩ જગ્યા જુદા જુદાને ૬૦નો ભાગ દઈને અંક ઉપરાઉપરી યુક્ત કરવા. એમ કરવાથી રવી ભુક્ત થાય છે. હવે ઈષ્ટ ઘડીની પળ કરવાની રીત કહે છે.

ઈષ્ટિ ઘડીને ૬૦ ગણા કરવા ને નીચે જે પળ હોય તેને યુક્ત કરવાથી પળ થાય ને રવી ભોગ્યમાં બીજી રાશીની જે પળો છે તે ઇષ્ટ ઘડીની પળોમાં હીન હોય તેટલી રાશીની પળો લેવી. તે ઇષ્ટ ઘડીની પળો હીન કરતાં જે રાશી સ્પષ્ટ હોય તે રાશી એક બાજુ મુકવી ને તેને ૬૦ ગણા કરી અશુદ્ધ રાશીનો ભાગ દેવો ને અંશ લેવાને શેષ રહે તેને ૬૦ ગણો કરીને અશુદ્ધ રાશીનો ભાગ દઈને ઘડી પળ લેવી અને તે લગ્નમાંથી અયનાંશા હીન કરવાથી સ્પષ્ટ લગ્ન થાય.

લગ્ન સુક્ષ્મ પ્રકારે જોવાની રીતઃ—પ્રભાતે રવી જે રાશી, જે અંશે ઉદય થાય છે તે લગ્ન સમજવો. તેમાં ઉપર કહેલી પળો જોડવાથી લગ્નની ખબર પડે છે, અને સાંજ વેળા સાતમું લગ્ન આવે એવું અનુમાન થાય છે. લગ્ન પત્રથી લગ્ન કરવાની રીતઃ—રવીની રાશી, અંશ પ્રમાણ લગ્ન પત્રમાં જોવું ને તેમાં ઈષ્ટ ઘડીયુક્ત કરીને લગ્ન પત્રમાં જોવું. જોતાં જે અંશ રાશી આવે તે લગ્ન સમજવું. ॥ ૨૩–૨૭ ॥

## अथ श्री राशी पति विचार.

कुज शुक्रे ज्ञेर्द्रर्केज्ञ शुक्र कुज जीव शौरियम गुरवः।
मेझा नवांशकानामज मकर तुला कुलीराद्याः ॥२८॥

स्वगृह्य द्वादश भागाद्रेकाणाः प्रथम पंचननपाना ।
हारेविषमेऽर्केंदोः समराशौचं प्रति क्षणं सो ॥२९॥

**ભાવાર્થઃ**—મેષનો પતિ મંગળ, વરખનો શુક્ર, મિથુનનો બુધ, કર્કનો ચંદ્રમા, સિંહનો રવી, કંન્યાનો બુધ, તુલાનો શુક્ર, વૃશ્ચિકનો મંગળ, ધનનો ગુરૂ, મકર તથા કુંભનો શની, મીનનો ગુરૂ; એ પ્રમાણે રાશીના પતિ કહેલ છે.

દ્રેષ્કોણ ચક્ર બનાવવામાં પોતાની રાશીથી દશ અંશ પર્યંત હોય તો પ્રથમ તે રાશીનો દ્રેષ્કોણ સમજવો, દશથી વીશ સુધી તે રાશીની પાંચમી રાશીનો દ્રેષ્કોણ સમજવો, અને ૨૦ થી ૩૦ અંશ પર્યંત નવમી રાશીનો દ્રેષ્કોણ સમજવો. એવી રીતે દ્રેષ્કોણ સમજવો. વિશેષ યંત્રથી જાણવું. હોરામાં વિશમ રાશી હોય તો રવીની તથા સિંહની હોરા ૧૫ અંશ સુધી રહે, પાછલા ભાગમાં ૧૫ અંશમાં કર્કની ચંદ્રમાની હોરા રહે, સમ રાશીમાં ૧૫ અંશ સુધી કર્કની ચંદ્રમાની હોરા રહે અને પાછલા ભાગમાં રવીની હોરા રહે. ॥ ૨૮–૨૯ ॥

## अथ श्री सप्तमांश विचार.

कुज यम जीवज्ञ सिताः पंचेद्रि व्यवसु मुनिद्रियांशानां ।
विष मेष समर्क्षेषुक्रमेण त्रिंशंशकाकल्पाः ॥३०॥
लिप्ताष्टादश १८०० नव ९०० ।
षट् ६०० द्वि ०० सार्द्धशत् १५० षष्टि ॥
६० मांन परिगणिताः गृहहोराद्रेष्काणा ।
नव भाग द्वादशांशक त्रिंशाः ॥३१॥

**ભાવાર્થઃ**—સપ્તાંશમાં સાત ભાગ કરવા. તેમાં ૪ અંશ, ૧૭ ઘડીનો એક ભાગ થાય છે. પહેલો મેષ સપ્તાંશક કહેવાય છે. તે મેષ રાશીના ૪ અંશ, ૧૭ ઘડી સુધી મંગળનો સપ્તાંશક હોય

છે. પછી શુક્રનો વરખ લગ્ન, બુધનો મીથુન, ચંદ્રમાનો કર્ક, રવીનો સિંહ, બુધનો કન્યા, શુક્રનો તુલા, અને વરખ રાશીમાં પહેલા ભાગમાં વૃશ્ચિકનો મંગળ, બીજામાં ધનનો ગુરૂ, ત્રીજામાં મકરનો શની, ચોથામાં કુંભનો શની, પાંચમામાં મીનનો ગુરૂ, પછી મેષનો મંગળ, વરખનો શુક્ર, એવી રીતે સપ્તાંશક થાય છે. વિશેષ યંત્રમાં જોવાથી જણાશે. નવમાંશકની રીત ઉપર કહેલી છે. વળી દ્વાદશાંકમાં ૧૨ અંશનો ભાગ લેવો એટલે ૨ અંશ, ૩૦ ઘડી સુધી ૧ ભાગ આવે છે. સ્પષ્ટ ગ્રહ પોતાની રાશીથી જે ભાગમાં આવે તે ભાગ સુધી ગણતાં જે રાશી આવે તે દ્વાદશાંશક સમજવો, અને ત્રીશાંશકમાં સમ રાશી તથા વિષમ રાશીમાં જુદા જુદા અધિપતિ સમજવા. ત્રીશાંશકમાં વિષમ રાશી મેષ, મીથુન, સિંહ, તુલા, ધન ને કુંભ રાશીમાં ૫ અંશ સુધી મેષ રાશી મંગળની લેવી; ૧૦ અંશ સુધી શનીની રાશી કુંભ લેવી; ૧૮ અંશ સુધી ગુરૂની રાશી ધન લેવી; ૨૫ અંશ સુધી મીથુન રાશી બુધની લેવી; અને ૩૦ અંશ સુધી તુલા રાશી શુક્રની લેવી. હવે સમ રાશીમાં ૫ અંશ સુધી વરખ રાશી લેવી, ૧૨ અંશ સુધી કન્યા રાશી લેવી, ૨૦ અંશ સુધી મીન રાશી લેવી, ૨૫ અંશ સુધી મકર રાશી લેવી, અને ૩૦ અંશ સુધી વૃશ્ચિક રાશી લેવી. એવી રીતે ત્રીશાંશક કરવો. ॥ ૩૦-૩૧ ॥

## अथ श्री षड्वर्ग शुद्धि विचार.

इत्यार्या चतुष्टयस्यात्मीयकृतविंशाति भिरार्याभिः षड्वर्ग-
शुद्धयेचाख्या गृहहोरा द्रेष्काणान्नव भाग द्वादशांशक
त्रिंशात् प्रत्येकं राशीनांवक्षमुग्धाविवोधाय ॥२२॥

पंचद्वियमैर्मेषः षड्वांण युगै २५६ वृषस्तदनुक ।
नःपंचख दहने ३०५ मिथुनः शशि ।
वारिधिवह्निभिः ३४१ कर्कः ॥२३॥

भुज जलधिवह्नि संख्यैः३४२सिंह कन्याः कुलोक दहनैश्चः।
३३१ अंभःपलैस्फरे तेगौर्ज्जरमाने न विख्याताः ॥३४॥
उत्क्रमितो विज्ञेयं कुलादि षट्कं प्रमाण तस्त्वेवं ।
षद्या भक्त पलांकालब्धे नाम्यौ भवंत्यत्र ॥३५॥
मंगलकविबुध चंद्रादित्येंदुज शुक्र भौमधिषणानां ।
शनियम देव गुरूणा क्रमेणगेहानि मेषाद्या ॥३६॥
लग्नस्यार्द्ध होराद्वाभ्यां भक्तात्पलाकतो लब्धैः ।
होराके षष्टि हते शेषे द्वि हतेतु विपलानि ॥३७॥
रवि चंद्रो विषमांके राशौ भवतः समे च चंद्र रवि ।
होराधिपति सबलौ राशिपतेः सर्वदा ख्यातौ ॥३८॥
अथवह्नि हते राशौ लब्धे द्रेषकाणो माहुराचार्याः ।
तच्छेषे षष्टि हते वह्नि हते लब्धैतौ वर्णाः ॥३९॥
क्रमतस्तेषा मीशा आदिमपंच मनवर्क्षैनाथास्त्रु ।
होराधिपते बलवत्तरानि मान्सूरयः प्रोच्युः ॥४०॥
राशि पलांके नंदैर्भक्ते लब्धं नवांशकस्य स्यात् ।
षष्टिघ्नेऽघौ शेषे नंद हते चांस विपलानि ॥४१॥
अथ शेषं पुनरिक्षभ भागाः कुजः १ ।
शुक्र २ सौम्य ३ चंद्र मांस ४ रवि ५ ॥
बुध ६ कवि ७ कुज ८ गुरुव ९ शनि १० ।
शनि ११ गुरुवो १२ धिपास्तेषां ॥४२॥
मेषाद्याथ सिंहाद्या चापाद्या ४ राशयः क्रमेण स्युः ।
चत्वारः २ छगमकर तुला कुलीराद्याः ॥४३॥

पूर्वेभ्य इमे फलदा भवंति लग्ने अधिकाधिक नृणं ।
नामा नयने जन्म निकिल बलवंतः स्युरिमाएव ॥४४॥
द्वादश भक्त फलांकालब्धं सद्वादशांशको भवंति ।
षष्टिघ्ने रवि भक्ते लब्धं कथयंति न द्वर्णा ॥४५॥
अभिमतिराशिपातिः प्राग्वद्गण्य ।
इति द्वादशांशकाधीशाः कुज १ कवि २ ॥४६॥
बुध ३ विधु ४ रवि ५ बुध ६ कवि ७ कुज ८ ।
गुरु ९ मंद १० शनि ११ गुरुव १२ ॥४७॥
आदिमवर्गेशेभ्यो बहु फलदा द्वादशांशकाधीशाः ।
कैरवपतिस्तु फलदो विशेषतो द्वादशांशकस्थः ॥४८॥
अथ सून्यवह्नि ३० भक्ते त्रिंशांशलब्धितो विदुर ।
राशौ रवि रसैर्हतेऽथ शेषे त्रिंशद्भक्तेतु वर्णाः स्युः ॥४९॥
पंचे५षु वसु८ हये७ द्रिये५ भागे कुज मंद जीव बुध शुक्राः।
विषमेषु पुनर्व्यंत्य यतस्तत्रतत्पतयः ॥५०॥
पूर्वतमपंच वर्ग्याधिपेभ्यएतेबलाधि ज्ञेयाः ।
सागरचंद्रेणैषामाख्याता भाग संज्ञेति ॥५१॥
षड्वर्ग शुद्धिं रेषागवेषणीयासुधीभिरादरतः ।
पृच्छा लग्ने जन्मनि विवाह दीक्षां प्रतिष्टादौ ॥५२॥

**ભાવાર્થઃ**—ઉપર કહેલા શ્લોક પ્રમાણે ષડ્ વર્ગ શુદ્ધિ પંડિતોએ કહી છે. તે પ્રશ્ન લગ્નમાં, જન્મ લગ્નમાં, વિવાહમાં, દિક્ષામાં, દેવ પ્રતિષ્ટામાં તથા ગ્રહ વાસ્તુમાં વિચારવી, અને ષડ્ વર્ગમાં ગ્રહ બળવાન હોય તે જોઇને લગ્ન શુદ્ધિ લેવી. એ ષડ્ વર્ગ વિચાર લગ્ન શુદ્ધિને માટે કહેલો છે. વિશેષ નીચેના ષડ્ વર્ગ યંત્રથી જોવું. ॥ ૩૨–૫૨ ॥

## ૧. અથ શ્રી હોરા યંત્ર.

| રાશી | અંશ | અંશ |
|---|---|---|
| ૦ | ૧૫ | ૩૦ |
| મેષ ૦ | ૫ | ૪ |
| વરખ ૧ | ૪ | ૫ |
| મિથુન ૨ | ૫ | ૪ |
| કરક ૩ | ૪ | ૫ |
| સિંહ ૪ | ૫ | ૪ |
| કન્યા ૫ | ૪ | ૫ |
| તુલા ૬ | ૫ | ૪ |
| વૃશ્ચિક ૭ | ૪ | ૫ |
| ધન ૮ | ૫ | ૪ |
| મકર ૯ | ૪ | ૫ |
| કુંભ ૧૦ | ૫ | ૪ |
| મીન ૧૧ | ૪ | ૫ |

## ૨. અથ શ્રી દ્રેષ્કાણ યંત્ર.

| રાશી | અંશ ૧૦ | અંશ ૨૦ | અંશ ૩૦ |
|---|---|---|---|
| ૦ | ૧ | ૫ | ૯ |
| ૧ | ૨ | ૬ | ૧૦ |
| ૨ | ૩ | ૭ | ૧૧ |
| ૩ | ૪ | ૮ | ૧૨ |
| ૪ | ૫ | ૯ | ૧ |
| ૫ | ૬ | ૧૦ | ૨ |
| ૬ | ૭ | ૧૧ | ૩ |
| ૭ | ૮ | ૧૨ | ૪ |
| ૮ | ૯ | ૧ | ૫ |
| ૯ | ૧૦ | ૨ | ૬ |
| ૧૦ | ૧૧ | ૩ | ૭ |
| ૧૧ | ૧૨ | ૪ | ૮ |

## ૩. અથ શ્રી સપ્તાંશક યંત્ર.

| રાશી ૦ | અંશ ૪ ૧૭ | અંશ ૮ ૩૪ | અંશ ૧૨ ૫૧ | અંશ ૧૭ ૮ | અંશ ૨૧ ૨૫ | અંશ ૨૫ ૪૨ | અંશ ૩૦ ૦ |
|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૩ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૫ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ |
| ૭ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ |
| ૯ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧૧ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |

## ૪. અથ શ્રી નવમાંશક યંત્ર.

| રાશી | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૩ ૨૦ | ૬ ૪૦ | ૧૦ ૦ | ૧૩ ૨૦ | ૧૬ ૪૦ | ૨૦ ૦ | ૨૩ ૨૦ | ૨૬ ૪૦ | ૩૦ ૦ |
| ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૧ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૨ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૫ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ |
| ૭ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૮ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૧૦ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ |
| ૧૧ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |

## ૫. અથ શ્રી દ્વાદશાંશક યંત્ર.

| રાશી | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અં. | અં. | અં. | અં. | અં. | અંશ | અંશ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૨ ૩૦ | ૫ ૦ | ૭ ૩૦ | ૧૦ ૦ | ૧૨ ૩૦ | ૧૫ ૦ | ૧૭ ૩૦ | ૨૦ ૦ | ૨૨ ૩૦ | ૨૫ ૦ | ૨૭ ૩૦ | ૩૦ ૦ |
| ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |

## અથ શ્રી વિશમ ત્રીશાંશ યંત્ર.

| રાશી | અંશ | અંશ | અંશ | અંશ | અંશ |
|---|---|---|---|---|---|
| ૦ | ૫ | ૧૦ | ૧૮ | ૨૫ | ૩૦ |
| ૦ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |
| ૨ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |
| ૪ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |
| ૬ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |
| ૮ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |
| ૧૦ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |

## અથ શ્રી સમ ત્રીશાંશ યંત્ર.

| ૦ | ૫ | ૧૨ | ૨૦ | ૨૫ | ૩૦ |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |
| ૩ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |
| ૫ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |
| ૭ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |
| ૯ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |
| ૧૧ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |

## अथ श्री संक्रांती नाम फल विचार.

रव्यादिषु संक्रांतिर्घोरा ध्वाक्षी महोदरी च तथा ।
मंदाकिनी च मंदा मिश्रानांन्माथ रात्रिचरी ॥५३॥
मंदा च कुरते वृष्टि मंदाकिनी रस क्षयं ।
ध्वांक्षीवीति महावाता घोरा शस्त्र भयंकरी ॥५४॥
महोदरा चोर भयं मिश्रका च जने शुभां ।
सर्वेषां कार्याणां च राक्षशी विफल प्रदा ॥५५॥

ભાવાર્થઃ—મેષાદિક બાર સંક્રાંતીનાં નામ કહે છે. તે નામ બવાદિક કર્ણના આધારે થાય છે. તે પ્રકાર આગળ આવી ગયેલ છે. વળી વિશેષ તેનું નામ તથા ફલ કહે છે. ૧ ઘોરા, ૨ ધ્વાક્ષી, ૩ મહોદરી, ૪ મંદાકિની, ૫ મંદા, ૬ મિશ્રા, ૭ રાત્રીચરી ઈત્યાદિક નામ કહ્યાં છે. વર્ષા ઋતુમાં મંદા સંક્રાંતી હોય તો વરસાદ સારો થાય, મંદાકિની સંક્રાંતી હોય તો રસ વસ્તુનો નાશ કરે, ધ્વાક્ષી નામની સંક્રાંતી હોય તો ઘણો પવન કરે, ઘોરા સંક્રાંતી શસ્ત્રનો ભય કરે, મહોદરી સંક્રાંતી ચોરનો ભય કરે, મિશ્રા સંક્રાંતી મનુષ્યને ફળ આપે અને રાક્ષસી સંક્રાંતી ફલનો નાશ કરે. ॥ ૫૩–૫૫ ॥

## अथ श्री दीनमान विचार.

प्रस्तावदिन प्रमाणं मृगादिनं नाम्यौ गौजरे ।
षड्विंशतिः सद्वादशपला वृद्धौ पलमेकं द्वादशक्षराः।५६।
षड्विंशतिर्घटिकिंभोष्टचतुः पल संयुता ।
वृद्धौ पल द्विकं वर्णान् द्विपंचा सद्विदतिहि ॥५७॥

मीनेष्टा विंशति नाम्यौश्चतुर्दश पलान्विताः ।
वृद्धौ पल त्रिकं चाहुर्द्धा त्रिंशर्द्धण संयुता ॥५८॥

केवलं घटिका स्त्रिं शन्मेष संक्रांति वासराः ।
पल त्रिकं ततो वृद्धौद्धा त्रिंशदक्षराणि च ॥५९॥

षट चत्वारिं च त्फलानिचैकं त्रिंशद् घटी वृषे ।
वृद्धौ पल द्विकं वर्णाः द्विपंचाशत् प्रकीर्तिताः ॥६०॥

त्रित्रिंशन्मिथुने नाम्यः पल द्वादशकान्विताः ।
पल मेकं ततौ वृद्धौ प्रत्यहं द्वादशाक्षरा ॥६१॥

वह्नि त्रिंशद् घटि कर्कऽष्ट चतुः पल संयुतः ।
पल मेकं ततोहीनं द्वादशाक्षर संयुतं ॥६२॥

शद्वादश पला घट्याः सिंहे त्रित्रिंशातिर्मताः ।
हानौ पल द्विकंवर्णा द्विपंचाशत् प्रकीर्त्तिताः ॥६३॥

एक त्रिंशद् घट्याः षट् चत्वारिंशत्पलानि च ।
कन्या यांहां निशदिश्चादि त्रिपली द्वादशशाक्षराः॥६४॥

केवलं घटिका त्रिंशतुलायां मुख्यवासर ।
पल त्रिकं ततौहानौ द्वात्रिंशर्द्धणं संयुतं ॥६५॥

अष्टा विंशति नाम्यौलौचतुरदशा पलान्विताः ।
हानौ पल द्विकं तस्मात् द्विपंचाशत्तथाक्षराः ॥६६॥

षड्विंशति घटीचापेऽष्ट चतुः पल संयुताः ।
एकं पलं ततोहानौ द्वादशाक्षर संयुतं ॥६७॥
रात्रौ त्रिंशद्भक्ते षष्ठिघ्नं शेषमघ ततः कुर्यात् ।
त्रिंशद्भक्तं पुनरपि दिन भोगो दिनकरहिस ॥६८॥
मकरादौ षद् त्रिंशत्याडशातिः षड द्विकं शतंन्वयनाः ।
उत् क्रमतो मेषादौ दिन वृद्धौ मकरा षट्के च ॥६९॥
दिन हानौ कर्काद्ये षद् केप्येवविदुःपलानि बुधा ।
अभिमत दिवशस्य कृते भुक्तादिवसवसात ॥७०॥
द्विमुनिंद्रियहि मरोचिषी १५७२ ।
ध्रुवकेमकरादिके गणकः निक्षिप्य षष्टि भक्ते लब्धं ॥
दिनमानमभि विद्यात् ॥७१॥
उदयास्त भोग युक्ते षष्टि हृते मध्य राशि पल मिलि ।
ते लब्धं दिन घटिकाः स्युं पलानि वर्णाश्च दिनमानं॥७२॥
गणिते भुक्ति भोग्याहेः सर्वाहैर्विभजेत्ततलब्धे ।
भोग्यं च भुक्तं च षष्टि घ्नाच्छषतो वर्णाः ॥७३॥
रेसशरगुणतार्द्ध दिनै पल ।
मिलिते मंथिही न वसु गुणया ॥
षट पंचासद्युतयां ससां गुल संकुच्छयया भक्तो ॥७४॥
लब्धं गतं शेष दिनं शेषं षष्ट्राहतंत्तया भक्तं ।
पल वर्णाद्यं विद्या दिनमानमभिष्टकाष्ट कालस्य ॥७५॥

पुनरपि षष्टिं हतं तत्तपनाश्वित मुख्य राशि फलहीनं ।
शेषयत्पुनरभिमत लग्न पलानि तिन द्विद्वि ॥७६॥

ભાવાર્થઃ—ગુર્જરાત દેશમાં મકર સંક્રાંતિમાં તથા કુંભ સંક્રાંતિમાં ૨૬ ઘડીનો દીનમાન હોય છે. મકર સંક્રાંતિના દિવસે ૨૬ ઘડી ૧૨ પળનો દીનમાન હોય છે. તે દિવસથી ૧ પળ ને ૧૨ અંક્ષર ( વિપળ ) દીન પ્રતિ વધે; ને કુંભ સંક્રાંતિના દિવસે ૨૬ ઘડી ૪૮ પળનો દીનમાન હોય છે, તે કુંભ સંક્રાંતિથી ૨ પળ ને ૫૨ વિપળ નિત્ય વધે. વધતાં વધતાં મીન સક્રાંતિના દિવસે ૨૮ ઘડી ૧૪ પળ દીનમાન હોય.

મીન સંક્રાંતિમાં ૩ પળ ને ૩૨ વિપળ નિત્ય વધે. તે વધતાં વધતાં મેષ સંક્રાંતિના દિવસે ૩૦ ઘડી ૦ પળનો દિવસ હોય, રાત દિવસ સરખો થાય; તે મેષ સંક્રાંતિથી ૩ પળ, ૩૨ વિપળ નિત્ય વધે. તે વધતાં વધતાં વરખ સંક્રાંતિના દિવસે ૩૧ ઘડી ૪૬ પળ દિનમાન હોય, અને વરખ સંક્રાંતિથી ૩ પળ ૫૨ વિપળ રોજ વધે. એમ વધતાં વધતાં ૩૩ ઘડી, ૧૨ પળ મિથુન સંક્રાંતિના દિવસે દિનમાન હોય અને મિથુન સંક્રાંતિથી ૧ પળ ને ૧૨ વિપળ રોજ વધે. મિથુન સંક્રાતિથી વધતાં વધતાં કર્ક સંક્રાંતિના દિવસે ૩૩ ઘડી, ૪૮ પળ દિનમાન હોય. કર્ક સંક્રાંતિથી ૧ પળ ૧૨ વિપળ ઘટતાં ઘટતા સિંહ સંક્રાંતિના દિવસે ૩૩ ઘડી ૧૨ પળનો દિનમાન હોય. સિંહ સંક્રાંતિથી ૨ પળ, ૫૨ વિપળ રોજ ઘટતાં કંન્યા સંક્રાંતિથી દિવસે ૩૧ ઘડી ૪૬ પળનો દિન માન હોય, અને કંન્યા સંક્રાંતિથી ૩ પળ ને ૩૨ વિપળ રોજ

ઘટે તે ઘટતાં ઘટતાં તુલા સંક્રાંતીના દિવસે ૩૦ ઘડી ૦ પળનો દિનમાન હોય એટલે રાત્રી દિવસ બરાબર જાણવો.

તુલા સંક્રાંતિથી ૩ પળ, ૩૨ વિપળ નિત્ય ઘટતાં વૃશ્ચિક સંક્રાંતિના દિવસે ૨૮ ઘડી ૧૪ પળનો દીનમાન હોય; વૃશ્ચિક સંક્રાંતિમાં ૨ પળ ને ૫૨ વિપળ નિત્ય ઘટતાં ધન સંક્રાંતિના દિવસે ૨૬ ઘડી ૪૮ પળનો દિનમાન હોય; ધન સંક્રાંતિમાં ૧ પળ ને ૧૨ વિપળ નિત્ય ઘટતાં મકર સંક્રાંતિના દિવસે ૨૬ ઘડી ૧૨ પળનો દિનમાન હોય. વિશેષ યંત્રમાં જોવાથી જણાશે.

હવે રાત્રી ઘડી પળ જાણવાની રીત કહે છેઃ—દિનમાનને સાઠમાં બાદ કરવાથી રાત્રીની ઘડી હોય. મકરના સૂર્યથી ૬ મહિના કર્કના સૂર્ય સુધી દિવસ વધે ને રાત્રી ઘટે, અને કર્કના સૂર્યથી ૬ માસ મકરના સૂર્ય સુધી રાત્રી વધે ને દિવસ ઘટે. એવી રીતે રાત્રીનો તથા દિવસનો દિનમાન સમજવો.

હવે દિનમાન ગણિત કહે છેઃ—૧૫૭૨ તેમાં જે જે રાશીનો ધ્રુવ હોય તે મૂકીને ૬૦ નો ભાગ દેવાથી દિનમાન થાય. વળી તેની બીજી રીત કહે છે. ઉદય રવીની અંશ કલા વિકલાનું ભુક્ત ભોગ્ય ( ગણિત ) કરવું ને ૬૦ નો ભાગ દેવાથી દિનમાન ઘટીકા આવે.

હવે દિવસનો માપ કરવાનો શંકુ ( લાકડીના કકડાવડે મપાય તે ) કહે છે. સાત આંગળનો શંકુ લઇને છાંયા માપવી, તેમાં ૬ ઉમેરવા-અને ધ્રુવાંકુ ભાગ દેવાથી આવે તે ઘડી ને રહે તે પળ. ધ્રુવાંકુ એટલે માસ-માસ અંક. આશો અને ચૈત્ર માસમાં ૧૪૪ ને ભાગ દેવાથી આવે તે ઘડી અને રહે તે પળ. ૫૬૯૭૬

## અથ શ્રી દિનમાન યંત્ર.

| રાશી. | ઘડી. | પળ | વૃદ્ધિ-હીન. | પળ. | વિપળ | દીન ભોગ. | પળ. | વિપળ. |
|---|---|---|---|---|---|---|---|---|
| મેષ | ૩૦ | ૦ | વૃ | ૩ | ૩૨ | દીનભોગ | ૭ | ૩૦ |
| વરખ | ૩૧ | ૪૬ | વૃ. | ૩ | ૫૨ | દીનભોગ | ૮ | ૩૨ |
| મિથુન | ૩૩ | ૧૨ | વૃ | ૧ | ૧૨ | દીનભોગ | ૧૦ | ૧૦ |
| કર્ક | ૩૩ | ૪૮ | હી. | ૧ | ૧૨ | દીનભોગ | ૧૧ | ૨૨ |
| સિંહ | ૩૩ | ૧૨ | હી. | ૨ | ૫૨ | દીનભોગ | ૧૧ | ૨૪ |
| કન્યા | ૩૧ | ૪૬ | હી. | ૩ | ૩૨ | દીનભોગ | ૧૧ | ૨ |
| તુલા | ૩૦ | ૦ | હી | ૩ | ૩૨ | દીનભોગ | ૧૧ | ૨ |
| વૃશ્ચિક | ૨૮ | ૧૪ | હી. | ૨ | ૫૨ | દીનભોગ | ૧૧ | ૨૪ |
| ધન | ૨૬ | ૪૮ | હી. | ૧ | ૧૨ | દીનભોગ | ૧૧ | ૨૨ |
| મકર | ૨૬ | ૧૨ | વૃ. | ૧ | ૧૨ | દીનભોગ | ૧૦ | ૧૦ |
| કુંભ | ૨૬ | ૪૮ | વૃ | ૨ | ૫૨ | દીનભોગ | ૮ | ૮ |
| મીન | ૨૮ | ૧૪ | વૃ. | ૩ | ૩૨ | દીનભોગ | ૭ | ૭ |

# अथ श्री मेषादिक राशी मध्यपाद विचार.

त्रिद्वेक खेंदु पक्षाग्नि युगेषु षट् सरायुगाः ।
क्रमान्मीनादि राशीनां मध्यपादा प्रकीर्तिताः ॥७७॥
इत्यनेनानुमानेन नवांशस्यानुसारतः ।
कार्या षट् वर्ग संशुद्धिः स्थापनादिक्षयो शुभाः ॥७८॥
यथा २ सोभनवर्गलाभंस्तथा २ स्थापन मुत्तमंस्यात् ।
नवांशकस्तावदवश्यमत्रसौम्यग्रहस्यैवविलोकनीया ॥७९॥
भृगोकोदय वारांश भुवनेक्षण पंचके ।
चंद्रासोदयवारेच दरशनेचननदीक्षयेत् ॥८०॥
अंशकया मित्र पादौ पश्यति लग्नास्तमस्तशुद्धिस्यात् ।
अंशकपतिस्तुलग्नं यदि पश्यत्युदय शुद्धि स्यात् ॥८१॥
प्रतिष्टा दिक्षयोर्ग्राह्या विशुद्धि रुदयास्तयोः ।
अथवोदय संशुद्धिः केवलैव निरीक्षते ॥८२॥

ભાવાર્થઃ—મેષના ૨, વરખનો ૧, કર્કનો ૧, સિંહના ૨, કન્યાના ૩, તુલાના ૪, વૃશ્ચિકના ૫, ધનના ૬, મકરના ૫, કુંભના ૪, મીનના ૩. એ પ્રકારે મધ્ય પાદ સમજવા. એ અનુમાને લગ્ન લઇને શુદ્ધિ તથા નવમાંશ ષડ્વર્ગ શુદ્ધિ, દિક્ષા, પ્રતિષ્ઠાદિ કરવાં. જો લગ્ન ઉપર શુભ ગ્રહની દ્રષ્ટિ હોય તથા શુભ લગ્ન હોય તો સ્થાપન મુહુરત સારૂ સમજવું. શુક્રનો નવમાંશક તથા કૃષ્ણપક્ષનો ચંદ્રમા હોય તો દીક્ષામાં વર્જ કરવો. નવમાંશકમાં સાતમી દ્રષ્ટિ લગ્ન ઉપર શુભ હોય તો નવમાંશક શુદ્ધિ સમજવી. પ્રતિષ્ટા અને દિક્ષામાં ઉદય અસ્ત શુદ્ધિ જોઇને મુહુરત કરવું. ॥ ૭૭–૮૨ ॥

# अथ श्री दिक्षा प्रतिष्ठा मुहूर्त्तमां चंद्रबल विचार.

शौरार्कक्षिति सूनवस्त्रि रिपुगाद्धित्रि स्थित चंद्रमा ।
एक द्धि त्रिख पंच बंधुपुबुंधुशस्तः प्रतिष्ठ विधौ ॥
जीव केंद्र नवस्वधीषु भृगुजो व्योम त्रिकोणे तथा ।
पातालोदययोः सराहु शिखिनः सर्वेषपांत्ये स्थिताः ॥८३॥
रवेर्कः केंद्रमवारिगः शशिधरः सौम्यो नवास्तारिगः ।
षष्ठो देव गुरुः सितस्त्रि धन गोमध्या प्रतिष्ठ क्षणे ॥
अर्के ह्रुक्षितिजासुते सहज गोजीवोव्ययास्तारिगः ।
शुक्रो व्योम शुतेवि मध्यम फलः शौरिश्च सद्भिमतः॥८४॥
भोमे लग्न कलत्रनै धन गते शुक्रोरि ससाष्टके ।
चंद्र रंध्रवि लग्न षष्ट निरते लग्नास्तगे भास्वति ॥
तद्धज्ञात्तुसुते गुरु निधनगे सौम्येष्टया मित्रगा ।
जायां भो निधि लग्न भाजितमसिप्राहुर्नपाणिग्रहः ॥८५॥
सर्वे परत्र वर्ज्या जन्म स्मरगः शिखिशाशियुतश्च ।
शुभदस्त्रिशलु संस्थ परत्र मध्योविधुंतुदस्तद्धत् ॥८६॥
भौमेनार्केणवायुक्ते दृष्टेचाग्नेर्भयं भवेत् ।
पंचत्वंशनिनायुक्ते समृद्धि स्त्रिदुजन्मना ॥८७॥
सिद्धार्चि तत्वं जायेत् गुरुणायुत वीक्षते ।
शुक्र युक्ते चंद्रे प्रतिष्टायां समृद्धयः ॥८८॥

**ભાવાર્થઃ**—દિક્ષા તથા પ્રતિષ્ઠાના મુહુર્તમાં શની, રવી, મંગળ લગ્નથી ત્રીજે તથા છઠ્ઠે હોય, અને બીજે, ત્રીજે, પાંચમે, ચોથે કેંદ્રસ્થાને ચંદ્રમા હોય તો શુભ જાણવો. ગુરૂ ૧, ૪, ૭, ૧૦માં કેંદ્ર સ્થાનમાં હોય અને શુક્ર ૯. ૧૦, ૧૧માં કેંદ્રમાં હોય તો શુભ જાણવો. રાહુ તથા કેતુ તે સિવાય પાપગ્રહ તથા શુભ ગ્રહ ૧૧માં ભવનમાં બધા સારા કહેવાય છે.

જો રવી ૧૨મે, ૬ઠ્ઠે હોય તથા તે સિવાય બીજા ગ્રહો પણ ૧૨મે, છઠ્ઠે હોય તો શુભ જાણવા, અને ગુરૂ, શુક્ર, ત્રીજે છઠ્ઠે હોય તો મધ્યમ જાણવા. રવી, ચંદ્ર, મંગળ ને ગુરૂ એ ગ્રહો ૧૨મે, છઠ્ઠે હોય તો મધ્યમ સમજવા, અને શુક્ર બારમે હોય તો મધ્યમ ફળ સમજવું.

હવે દિક્ષા પ્રતિષ્ઠામાં વર્જવા યોગ્ય લગ્ન કહે છે. મંગળ લગ્નમાં હોય તથા ૭મે ૮મે હોય તો વર્જ કરવો. શુક્ર ૬ઠ્ઠે, ૭મે ૮મે હોય તો વર્જ કરવો. ચંદ્રમા ૮મે હોય, લગ્નમાં હોય, ૬ઠ્ઠે હોય, તથા સાતમે હોય તો વર્જ કરવો. શનિ ૭મે લગ્નમાં હોય તો વર્જવો. ગુરૂ ૮મે હોય તથા સૌમ્ય ગ્રહ પણ ૮મે હોય તથા ૭માં ભવનમાં સૌમ્ય તથા પાપગ્રહ હોય તો વિવાહ, દિક્ષા, પ્રતિષ્ઠામાં વર્જવા. વિશેષ યંત્રથી સમજવું.

વળી સંપૂર્ણ ગ્રહ લગ્નમાં ચંદ્રમા ને કેતુ હોય તો અશુભ ફળને આપવાવાળા જાણવા. ૭મે તથા ૬ઠ્ઠે ચંદ્રમાનું ફળ અશુભ જાણવું. જો મગળ તથા શની એક સ્થાનમાં હોય અથવા લગ્ન ઉપર દ્રષ્ટિ પડતી હોય તો અગ્નિનો ભય થાય, અને ચંદ્રમા શનીથી યુક્ત હોય તો ધનની હાની કરે. જો ગુરૂની દ્રષ્ટિ ચંદ્રમા ઉપર હોય અથવા ગુરૂએ સહિન ચંદ્રમા હોય તો શુભ કાર્ય જાણવું. ચંદ્રમા બુધ, ગુરૂ, શુક્રથી સહિત હોય તો શુભ ફળ સમજવું. ॥ ૮૩–૮૮ ॥

## અથ શ્રી દિક્ષા પ્રતિષ્ઠા ઉત્તમ લગ્ન યંત્ર.

<table>
<tr><td>ચં. ગુ. બુ.</td><td rowspan="2">ગુ. શુ બુ.</td><td>૦૦૦૦૦૦૦૦૦</td></tr>
<tr><td>ર. ચં. મં. શ</td><td>ર. ચં. મં. બુ ગુ શુ શ. રા. કે.</td></tr>
<tr><td>બુ ગુ શુ.</td><td></td><td>બુ. ગુ. શુ</td></tr>
<tr><td>બુ. શુ. ગુ.</td><td rowspan="2">ગુરૂ.</td><td>ગુ. શુ.</td></tr>
<tr><td>ર. ચં. ગુ. શ.</td><td>૦૦૦૦૦૦</td></tr>
</table>

## અથ શ્રી દિક્ષા પ્રતિષ્ઠા મધ્યમ લગ્ન યંત્ર.

<table>
<tr><td>શુક્ર</td><td rowspan="2">ચંદ્ર</td><td>શુક્ર</td></tr>
<tr><td>શુ ગુ</td><td>ર. ચ. મં. બુ. ગુ. શુ શ. ગ</td></tr>
<tr><td>ચંદ્ર</td><td></td><td>ર. ચં. શ</td></tr>
<tr><td>ર. ચં. મં. શ</td><td rowspan="2">ચ. બુ શુ.</td><td>ચં. બુ.</td></tr>
<tr><td>બુ. શુ ચં</td><td>૦૦૦૦૦૦૦</td></tr>
</table>

## અથ શ્રી દિક્ષા પ્રતિષ્ઠા અધમ લગ્ન યંત્ર.

| | | |
|---|---|---|
| ૦૦૦૦ | ર. ચં. મં. શ. રા. કે. | ૦૦૦ |
| ૦૦૦ | | ૦૦૦ |
| રા. કે. | | ૦૦૦૦૦૦૦ |
| ૦૦૦ | ર. ચં. બુ. શુ. શ. રા. કે. | ૦૦૦ |
| ચં. શુ. | | ચં. મં. બુ. ગુ. શુ. |

## અથ શ્રી ગ્રહ યુક્ત યંત્ર.

| | |
|---|---|
| ર ચં. મં. | અગ્નિ ભય. |
| ચં. શ. | મરણ. |
| ચં. બુ. | સમૃદ્ધિ. |
| ચં. ગુ | મહાપ્રભા. |
| ચં. શુ. | સમદ્ધય. |

## અથ શ્રી ગ્રહ હીન બલ ફલ યંત્ર.

| | |
|---|---|
| રવિ હીન બલે | ગ્રહપતિ મરણ |
| ચંદ્ર હીન બલે | ભાર્યા મૃત્યુ |
| શુક્ર હીન બલે | ધન નાશ |
| ગુરૂ હીન બલે | સુખ નાશ |

# अथ श्री ग्रह निर्बळ फळ विचार.

सूर्येविबले गृहयो गृहणी मृग लंछने धनं भृगुजे ।
चावस्यतौनुसौख्यं नियमानाशसमुपयति ॥८९॥
उदयनभस्तल१० हिबुके४ श्वस्तमये ७ द्वत्रिकोणसंज्ञे ९।
५ सूर्य शनैश्वर वक्राः प्रासाद विनाशनं प्रकुर्वंति ॥९०॥
क्रूर ग्रह संयुक्ते वृष्टवाशशिनि सूर्य ।
सुपरोति कर्तुं कृत्वा प्रतिष्टाऽयनेयाम्ये ॥९१॥
अंश्चैव राहु भास्करकेतवः ।
भृगु पुत्र समायुक्ता स्त्रिका ग्रहाः ॥९२॥
स्थपति स्थापक कर्तृणां सयोजकाः ।
तस्मात्सर्व प्रयत्ने न सप्तमस्थान् ॥९३॥

बलीयशी सुहृद्दृष्टे केंद्रस्थे रवि नंदने ।
त्रिकोणगेचनेष्यंते शुभारंभामनीषिभिः ॥९४॥
निधन ८ व्यय १२ धर्मस्थः केंद्र गोवाधरासुतः ।
अपि सौख्य सहस्राणि विनाशयति पुष्टिमांन् ॥९५॥
गुण शत मपि दोषः कश्चिदेकोपि वृद्धिः ।
स्थगयति यदि नान्यस्त द्विरोधी गुरस्ति ॥
घटमिव परिपूर्णं पंचगव्ये न पूतं ।
मलिनयति सुरायाविदुरेकोपिं सर्वः ॥९६॥
बलवतिं सूर्यस्य सूते बलहीने गारके बुद्धेचैव ।
मेष वृषस्थे सूर्यक्षपाकरे चार्हति स्थाप्या . ॥९७॥
न तिथिर्न च नक्षत्रं नवारो न च चंद्रमाः ।
लग्नमेकं प्रशंसंति त्रिषडेकादशेरवौ ॥९८॥
हिबुकौ ४ दय १ नवश ९ बर १० पंचम गृहगः सितद्भवा ।
जीवाः लघुहांति लग्नदोषांस्तटरुहइवनिम्नगावेगा ॥९९॥
त्रिषडेकादशे संस्थाः क्षितिसुत रविं चंद्र सूर्य ।
सुताशिखिनः सनिध्यंदेवानां निवेशकाले प्रकुर्वंति॥१००॥
बुध भार्गव जीवानामेकोपिहि केंद्रमाश्रितो बलवान् ।
यद्य क्रूर सहायसद्योऽरिष्टस्य नाशाय ॥१॥
लग्नं दोषशते न दूषितमहो चंद्रात्मजो लग्नगः ।
केंद्रोवाविमलीमकरोति सुचिरंयद्यर्कं ॥

बिंबाच्चुत शुक्रस्त द्विगुणं सनिर्मलवपुर्लग्नस्थितोनाशये ।
दोषाणामघ लक्ष मप्यपहरे लग्न स्थितो वाक्याति ॥२॥

येलग्नदोषाः नवांशदोषाःपापैकृता दृष्टिनिपातदोषाः ।
लग्नेरुस्तान्विमलीकरोति फलोयघांभःकतकद्रुमस्य ॥३॥

अनिष्टस्थांन संस्थोपि लग्ना क्रूरो न दोष कृत् ।
बुध भार्गव जीवास्तु दृष्टि केंद्र त्रिकोणगैः ॥४॥

सुतहिबुकवियद्धिलग्नधर्मेश्वमरगुरुर्येदिदामवार्चितोवा ।
यदि शुभमुपयाति तच्छुभत्वं शुभमपि वृद्धिमुपैतित
प्रभावात् ॥५॥

कार्यमात्यंतिकंचतस्यात्तदा बहु गुणान्वितं ।
स्वल्पदोष समाश्रत्पल संतत्सर्वमाचरेत् ॥६॥

प्रतिष्ठा ग्रह वलं ग्रह दोष गुणाः ।
प्रस्तावात् क्रूरेस्तनुगैर्मर्म च ॥
पंचम नवमे च कटकं भवति दशम ।
चतुर्थे शल्पंया मित्रे भवतितच्छिद्रं ॥७॥

मर्मणि विद्धे मरणं कंटकविधे च रोग परिवृद्धिः ।
शल्पे शस्त्रनिपातं छिद्रेछिद्रं च मत्रिगणं ॥८॥

त्रिषडष्टगतः सूर्यः सूर्यपुत्रस्तथैव च ।
धनात्रिलाभे चंद्रश्च भोम षद् त्रिनवस्थितः ॥९॥

लग्नाद्या षष्ट पर्यंत धर्म कर्मा सुगेषु च ।
गुरुज्ञौदददतूरेषा गुरूरस्तेकियन्मतं ॥१०॥
व्ययास्त सप्त सप्त षष्टे च एतद्वर्जं शुभप्रदः ।
शुक्रो रषाप्रदो ज्ञेया एतज्ज्ञात्वा फलं वदेत् ॥११॥

**ભાવાર્થઃ**—સૂર્ય નિર્બળ હોય તેમાં પ્રતિષ્ટા કરે તો ઘરધણીનું મૃત્યુ થાય, ચંદ્રમા નિર્બળ હોય તેમાં વિવાહ કરે તો સ્ત્રીનું મૃત્યુ થાય, શુક્ર નિર્બળમાં શુભ કાર્ય કરે તો ધનનો નાશ થાય, અને ગુરૂ નિર્બળમાં દિક્ષા લે તો સુખનો નાશ થાય.

જો રવી તથા શની સાથે ૧૦મે, ૪થે, ૭મે, ૯મે, ૫મે હોય તો શુભ કામમાં વિનાશ થાય. ક્રુર ગ્રહે સહિત ચંદ્ર હોય અથવા ક્રુર ગ્રહની દ્રષ્ટિ ચંદ્ર રવી પર હોય તો પ્રતિષ્ટા અને દિક્ષામાં વર્જ કરવો, મૃત્યુદાયક છે.

જો મંગળ, શની, રાહુ, કેતુ, શુક્ર એ સાત ગ્રહ સાથે એક રાશી ઉપર હોય તો દિક્ષા લેનાર તથા પ્રતિષ્ટા કરનાર–કરાવનારનું મૃત્યુ સમજવું. તે માટે સપ્ત ગ્રહ યોગ વર્જ કરવો. વળી જો શની કેંદ્રસ્થાને બેઠા હોય અને તેના ઉપર મિત્રની દ્રષ્ટિ હોય અથવા શની ૯મે, ૫મે સ્થાને હોય અને મંગળ ૮મે, ૧૨મે, ૯મે હોય તો હજારોગણા સુખનો નાશ કરનાર છે.

ઉપરની બાબતમાં દ્રષ્ટાન્ત કહે છેઃ—જેમકે, કોઈ માણુસમાં સો ગુણ સારા હોય પણ જો એક અવગુણ ભારે હોય તો સો સારા ગુણનો નાશ કરી એક અવગુણ પોતાનું પરીબળ દેખાડે છે; તથા પંચામૃતના પાત્રમાં એક મદિરાનું બિંદુ નાખવાથી પંચામૃતની પવિત્રતાનો નાશ કરે છે; તેવી રીતે ઉપર કહેલા અશુભ ગ્રહ હોય તો સર્વે શુભ ગ્રહોની હાની કરે છે.

વળી જો શનિશ્ચર બળવાન હોય અને મંગળ, બુધ બળ-

હીન હોય તથા મેષ વરખ રાશી ઉપર સૂર્ય સ્થિત હોય તો ઉપરનું મુહૂર્ત લેવું સારૂં છે. જે લગ્ન શુદ્ધિમાં ૩, ૬, ૧૧મે રવી હોય તો તે લગ્ન ઘણું સારૂં કહેવાય છે. એવા લગ્નમાં તીથી, વાર, નક્ષત્ર એ સર્વેના દોષ દૂર થાય છે. જો લગ્ન શુદ્ધિમાં ૧લે, ૪થે, પમે, ૯મે, ૧૦મે શુક્ર તથા ગુરૂ હોય તો લગ્ન વચ્ચે આવેલા દોષો પણ દૂર કરે છે. જો ૩જે, ૬ઠ્ઠે, ૧૧મે, મંગળ હોય તથા રવી, ચંદ્ર, શની, કેતુ એ પાપગ્રહ હોય તો સારા કહેવાય છે. ॥ ૮૯–૧૦૦ ॥

બુધ, ગુરૂ, શુક્ર એ ત્રણ ગ્રહમાં એક પણ ગ્રહ જો બળવાન કેંદ્રસ્થાનમાં હોય તો ક્રુર ગ્રહોનો દોષ નાશ કરવાવાળો થાય છે. જો બુધ કેંદ્રમાં વા લગ્નમાં બળવાન હોય તો સો દોષને દૂર કરે છે; શુક્ર કેંદ્રસ્થાનમાં બળવાન હોય તો બસો દોષનો નાશ કરવાવાળો છે, અને ગુરૂ લગ્નમાં તથા કેંદ્રસ્થાનમાં બળવાન હોય તો લાખ દોષને દૂર કરવા સમર્થ છે. વળી લગ્નના દોષ, નવમાંશના દોષ, પાપગ્રહ દૃષ્ટિના દોષ એ સર્વે દોષોને ગુરૂ દૂર કરે છે. જો અનિષ્ટ ગ્રહ લગ્નમાં બેઠો હોય અને લગ્નપર તેની દૃષ્ટિ હોય, તે અનિષ્ટ દોષને બુધ, શુક્ર, ગુરૂ ત્રીકોણ (૯, પમે) બેઠા હોય અથવા કેંદ્રસ્થાનમાં રહેલા હોય તો સર્વ દોષને દૂર કરે; જો પમે, ૪થે શુક્ર હોય અને લગ્નમાં ગુરૂ હોય તો સર્વ અશુભ દોષને દૂર કરીને શુભ ફળ આપે છે.

વળી જે કામ ઉતાવળું કરવાનું હોય અને તેમાં ઘણાં શુભ ગુણ મળતા હોય અને સ્વલ્પ દોષ હોય તો તે દોષને ગણવા નહીં, ને શુભ કાર્ય કરવું. પ્રતિષ્ઠા અને દિક્ષામાં ગ્રહ બલ જોવું અને ગ્રહના દોષ તથા ગુણને વિસ્તારપૂર્વક સમજવા. પાપગ્રહ લગ્નમાં હોય તો મર્મવેધ સમજવો તથા ૯મે, પમે પાપગ્રહ હોય તો કંટક વેધ સમજવો. ૧૦મે, ૪થે પાપગ્રહ હોય તો શલ્ય વેધ સમજવો, અને સાતમે પાપગ્રહ હોય તો છીદ્ર વેધ સમજવો.

હવે ઉપરના વેધનું ફળ કહે છે. મર્મ વેધ હોય તો મૃત્યુ થાય, કંટક વેધ હોય તો રોગ થાય, શલ્ય વેધ હોય તો શસ્ત્રનો ઘા થાય, અને છિદ્ર વેધ હોય તો મંત્રીગણમાં સ્નેહ ઓછો થાય. ૩, ૬, ૮મે સૂર્ય હોય તથા શની બીજે, ત્રીજે, ૧૧મે હોય તો સારો. ચંદ્રમા, મંગળ છઠ્ઠે, ત્રીજે, ૯મે હોય તો સારો. વળી લગ્નથી ૬ઠ્ઠા ભાવ પર્યંત અને ૯માં, દશમાં ભાવમાં ગુરૂ તથા બુધ હોય તો સારૂં ફળ આપે. જો ૧૨મે, ૮મે, ૭મે, છઠ્ઠે એ ભાવને વર્જ કરી શુક્ર હોય તો સારૂં ફળ સમજવું. ॥૧-૧૧॥

## अथ श्री ग्रह वसा विचार.

रवौशार्द्धस्त्रयोभागाश्चंद्रे पंचगुरो त्रयं ।
द्वौशुके द्वौबुद्धे चैव एते भागा विशोपमा ॥१२॥
मंदे भोमे तथा राहौ सार्द्धं प्रत्येक मिद्ध्यते ।
दुर्बलंबलं च लग्न ज्ञातव्यं ज्ञानवेदिभिः ॥१३॥
षटद्वैकादश पंचमोदिनकरस्त्रि ध्याय षष्ट शशी ।
लग्नात्सौम्यःकुजो शुभावपचये केंद्र त्रिकोणे गुरु ॥
शुक्रऽष्टमशुतद्व्येकादशोमंदगोलग्नांसादि गुरु ।
ज्ञंचंडमह सासौरश्च दिक्षा विद्धौ ॥१४॥
रविस्त्रतीयोदशमःशशांकोजीवेंदुजावंतिमनासवर्ज्यौ ।
केंद्राष्टवर्ज्योभृगुजस्त्रिशत्रूसंस्थःशनिःप्रव्रजनेमतोन्येः॥१५॥
शुक्रांगोरक मंदानांनाभिष्टः सप्तमः शशीतमः ।
केतुतु दीक्षायां प्रतिष्ठाव शुभाशुभौ ॥१६॥

कलह भय जीवनासधनहानिविपत्तिनृपतिभित्तिकरः ।
प्रवर्ज्यायांनेष्टौ भौम्यादियुतः क्षपानाथः ॥१७॥
लग्नांद्बाधवचित्तवैरिपुशशि शुक्रों शुमानेषु च ।
प्रवर्जांचकुजेंदुजावुपचयेकेंद्रु त्रिकोणे गुरुः ॥
मंदोधीधननै धनत्र्यरिगतो धर्मे त्रिषष्ठ्यये शुक्रः ।
केतु विधुंतुं दौत्रिरिपुगौलाभेनवाप्युत्तमाः ॥१८॥

**ભાવાર્થ**:—રવીના ૩ા, ચંદ્રમાના ૫, ગુરૂના ૩, શુક્રના ૨, બુધના ૨ અને શની, મંગળ રાહુના દોઢ દોઢ વસા કહેલા છે, એમ જ્ઞાની પુરૂષો કહે છે.

રવી ૬ઠ્ઠે, ૨જે, ૧૧મે, ૫મે, અને ચંદ્રમા ત્રીજે, ૬ઠ્ઠે લગ્નથી હોય; બુધ ને મંગળ કેંદ્રમાં ( ૯, ૫મે ) હોય; અને ગુરૂ, શુક્ર, ૮મે, ૧૧મે તથા શની લગ્નમાં નવમાંશમાં હોય તો વર્જ કરી દિક્ષામાં ચંદ્ર બલ શુદ્ધ લેવું. રવી ૩જે, ૧૦મે હોય; ચંદ્રમા તથા ગુરૂ કેંદ્રમાં હોય; ૮મા ભાવમાં કોઈ ગ્રહ ન હોય; શુદ્ધ હોય, અને શની ૩જે, ૬ઠ્ઠે હોય તો તે શુભ ફળ આપે છે. શુક્ર, મંગળ, ને શની એ શુભ સ્થાનમાં હોય તથા ૭મે શુભ ગ્રહ હોય તો દિક્ષા પ્રતિષ્ઠામાં શુભ ફળ આપે છે. જો ચંદ્રમા પાપગ્રહ (મંગળ) સહીત હોય તો કલહ, ભય, જીવનો નાશ, ધનની હાની, વિપદા, રાજ ભય એવું ફળ આપવાવાળો છે. લગ્નમાં ૪થે, ૬ઠ્ઠે, ૨જે ચંદ્રમા શુક્રની સાથે હોય તેને પ્રવર્જ્યા યોગ કહે છે, મંગળ તથા ચંદ્રમા ઉપચય સ્થાનમાં વા કેંદ્રમાં હોય તથા ગુરૂ ત્રીકોણ સ્થાનમાં હોય; શની ૫મે, ૨જે ૩જે, ૬ઠ્ઠે, હોય તો શુભ ફળ આપે છે; અને શુક્ર ૯મે, ૩જે, ૬ઠ્ઠે, ૧૨મે હોય તો ઉત્તમ સમજવો. એવી રીતે ઉત્તમ ગ્રહ બલ, લગ્ન બલ જોઇને દિક્ષા દેવાનું મુહુર્ત જાણવું. ॥ ૧૨–૧૮ ॥

# अथ श्री ध्रुव चक्र विचार.

ध्रुव चक्रे स्थितेतिर्यक् प्रतिष्ठादी क्षणादिकं ।
उर्द्धस्थिते ध्वजारोपः स्वातप्रमुषमाचरेत् ॥१९॥
कित्तियउदयेतिरिउअठोयमघोदएधुदोहाइ ।
अणुराहुदएतिरिउंधणीउउदयंमिउदोय ॥२०॥
शनौ शुक्रे च सौमे च सार्द्धान्यष्टे प्रकीर्त्तिताः ।
ज्ञेष्टौकुजेनवगुरौ ससैकादश भास्करे ॥२१॥
पदानि सिद्धिच्छाया स्युस्ता सुकार्याणि साधयेत् ।
तिथि वारर्क्षशीतांशुविद्यादिर्नेविलोयेत् ॥२२॥
उदयाद्गत लग्न संख्यं संक्रांति भोग दिन संख्या च ।
सैकां विधिय विबुधः पृथक् पंचधावि लिख्येत् ॥२३॥
क्षिप्त्वा तत्र क्रमशस्तिथि १५ रवि १२
दश १० वसु ८ मुनि ७ सभजेन्नचभिः ।
शेषांकः सरसख्यो यदि भवति तदादे निपुणः ॥२४॥
कलहः कृशानुभिति भूपभमयं चौरविद्रवो मरणं ।
क्रमशोभवेत् प्रतिष्ठा परिणयनादौ तदारिष्टं ॥२५॥
इत्येवं खेचरेंद्र प्रबल युते दोष मुक्ते च लग्ने ।
शास्त्रोद्देशानुसारिस्युटशकुनबलेत्युज्वलेडागरूकेपीयुषां।
शुद्रवाहेक्षितिसलिलगते कार्यमाचद्यतेयैस्तेषां ॥
मक्षीणं लक्ष्मी परिचय रुचिरावासराः संभवंति ॥२६॥

**ભાવાર્થઃ**—ધ્રુવ ચક્ર દિક્ષા, પ્રતિષ્ઠાના અને ધ્વજા રોપણના મુહૂર્તમાં જોવું, અને તે ધ્વજાકાર ચક્રમાં સ્વાંતિ નક્ષત્રથી લઇને ફળ વિચારવું.

કૃતિકા નક્ષત્રથી આઠ નક્ષત્ર એટલે મઘા સુધી, અને મઘાથી આઠ નક્ષત્ર અનુરાધા સુધી, અને અનુરાધાથી આઠ નક્ષત્ર સતભિષા સુધી, એમ ગણતાં ઉત્તમ, મધ્યમ, સમજવા. એટલે પ્રથમ આઠ ઉત્તમ, બીજા આઠ મધ્યમ, એમ અનુક્રમે સમજવા, ને સ્થિર લગ્ન લેવા.

**હવે છાયા લગ્ન કહે છેઃ**—શનિ, શુક્ર, અને સોમવારના દિવસે પોતાના શરીરની છાયા ભરતાં ૮॥ પગલાં છાયા થાય તે વખતે શુભ કાર્ય કરવું, તે છાયા લગ્ન કહેવાય છે; અને બુધવારે ૮ પગ, મંગળ અને ગુરૂવારે ૭ પગ, રવીવારે ૧૧ પગ છાયા થાય તે વખતે શુભ કામ કરવું. તે છાયા લગ્ન શુદ્ધિ હોય તો તીથી, વાર, નક્ષત્ર, ભદ્રા, કોઈ પણ દોષને જોવા કારણ નથી.

**હવે બુધ પંચક કહે છેઃ**—સંક્રાંતિના અંશને પાંચ જગ્યાએ લખવા, પછી એક જગ્યાએ ૧૫થી ગુણવા, બીજી જગ્યાએ ૧૨થી, ૩જી જગ્યાએ ૧૦થી, ૪થી જગ્યાએ ૮થી, ૫મી જગ્યાએ ૭થી ગુણવા અને ૯નો ભાગ દેવો ( પાંચ જગ્યાએ ), તેમાં શેષ ૫ જે જગ્યાએ રહે તે બુધ પંચક સમજવો. તે શુભ કામમાં કલેશ કરે.

૧લી જગ્યાએ પાંચ રહે તેને કલહ બાણ, ૨જી જગ્યાએ પાંચ રહે તેને અગ્નિ બાણ, ૩જી જગ્યાએ પાંચ રહે તેને નૃપ બાણ, ૪થી જગ્યાએ પાંચ રહે તેને ચોર બાણ, અને ૫મી જગ્યાએ પાંચ રહે તેને મૃત્યુ બાણ કહે છે. તે બુધ પંચક વિવાહ, પ્રતિષ્ઠા, અને દિક્ષામાં વર્જ કરવો.

ઉપર કહેલા દોષને વર્જ કરીને, શુદ્ધ લગ્ન લેઇને, શાસ્ત્ર દેશાનુસાર શુકન બલ લેઇને શુભ કામ કરે તેને કોઈ પ્રકારે લક્ષ્મિ ક્ષિણ થાય નહીં, સદા સર્વદા તેને ત્યાં લક્ષ્મિ નિવાસ કરે. વિશેષ નીચેના યંત્રથી જાણવું. ॥ ૧૯–૨૬ ॥

## અથ શ્રી ઉત્તમ દિક્ષા કુંડલી યંત્ર.

| | | |
|---|---|---|
| ર. ચં. શુ. | ગુરૂ. | શુક્ર. |
| ચં. મં. બુ. શુ. | | ર. સો. મં. શ. બુ. |
| ગુરૂ. | | મં. બુ. શુ. |
| ર. ગુ. શ. | ગુરૂ. | બુ. શુ. |
| ર. સો. મં. બુ. શુ. | | શની. |

## અથ શ્રી મધ્યમ દિક્ષા કુંડલી યંત્ર.

| | | |
|---|---|---|
| ર. બુ. શુ. સો. શ. | ગુ. શુ. | શુક્ર. |
| ર. બુ. શુ. શ. ગુરૂ. | | ર. બુ. ગુ. શુ. |
| ગુ. શુ. | | ચં. બુ. ગુ. |
| બુ. ગુ. શુ. | બુ. ગુ. | બુ. ગુ. શુ. |
| બુ. ગુ. શુ. શ. | | ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ |

## અથ શ્રી ચંદ્ર યુત્ત ફળ યંત્ર.

| ચં. મં. | ચં. બુ | ચં. ગુ | ચં. શુ. | ચં. શ. | ચં. ૨. |
|---|---|---|---|---|---|
| કલહ. | ભય. | મરણ. | ધનહાની. | વિપત્તિ. | રાજભય. |

## અથ શ્રી બુધ પંચક યંત્ર.

| | | |
|---|---|---|
| ૧૫ | ૫ | કલહ |
| ૧૨ | ૫ | અગ્નિ ભય. |
| ૧૦ | ૫ | નૃપ ભય. |
| ૮ | ૫ | ચોર ભય. |
| ૪ | ૫ | મરણ. |

ઉપરની દિક્ષા કુંડલીના બાર ભુવનમાં જે ગ્રહો દેખાડવામાં આવ્યા છે તેજ પ્રમાણે દિક્ષા વખતે લગ્નમાં ગ્રહ હોય તો ઉત્તમ મુહૂર્ત. સમજવું. તે ન મળે તો જોડે મધ્યમ કુંડલી આપી છે તે જોઇ દિક્ષા દેવી.

इति श्री सागरचंद्रस्य पारंये प्राप्नुमिच्छाति ।
गृह्यतांतत्तरीतुल्पं यंत्रंकोद्धार दिप्पनं ॥ २७ ॥

॥ इति श्री नरचंद्र जैन ज्योतिष प्रथम अने द्वितिय किर्ण समाप्तम् ॥

**ભાવાર્થ:**—શ્રી નરચંદ્ર આચાર્ય રચિત આ નરચંદ્ર જૈન જ્યોતિષ નામે ગ્રંથ જ્યોતિષ્ય રૂપી સમુદ્રમાંથી ઉદ્ધાર કરી રચ્યો છે, માટે આ ગ્રંથ પણ સમુદ્રતુલ્ય છે. જે ભવ્ય જીવોને જ્યોતિષ્યરૂપી સમુદ્ર પાર પામવાની ઈચ્છા હોય તેમણે આ ગ્રંથ યંત્ર, અર્થ સહિત મનન ( અવલોકન ) કરવો જેથી પાર પામશે. ॥ ૨૭ ॥

ઇતિ શ્રી સાગરચંદ્રસુરિકૃત શ્રી નરચંદ્ર જૈન જ્યોતિષ પ્રથમ અને દ્વિતીય કિર્ણ યંત્ર સહિત સમાપ્તં.

# अथ श्री ठाणांग, जंबुद्विप पन्नंती विगेरे सूत्रोने आधारे पांच संवत्सर, तींथी विगेरे कहे छे.

પાંચ સંવત્સરનાં નામઃ—૧. નક્ષેત્ર સંવત્સર, ૨. યુગ સંવત્સર, ૩. પ્રમાણ સંવત્સર, ૪. લક્ષણ સંવત્સર, ૫. શનિશ્ચર સંવત્સર.

હવે તેનો વિસ્તાર કહે છે. પ્રથમ નક્ષેત્ર સંવત્સરના બાર ભેદ. તેનાં નામઃ-૧. શ્રાવણ, ૨. ભાદરવો, ૩. આસો, ૪. કારતક, ૫. માગશર, ૬. પોષ, ૭. મહા, ૮. ફાગણ, ૯. ચૈતર, ૧૦. વૈશાખ, ૧૧. જેઠ, ૧૨. અશાડઃ એ બાર ભેદ જાણવા, અથવા બ્રહસ્પતિ નામે ગ્રહ બાર વર્ષે સર્વ નક્ષેત્રના મંડળને ભોગવીને પૂર્ણ કરે, તેને નક્ષેત્ર સંવત્સર કહીએ.

હવે બીજો યુગ સંવત્સર કહે છે. તે યુગ સંવત્સરના પાંચ ભેદ. ૧. ચંદ્ર, ૨. ચંદ્ર, ૩. અભીવર્ધન, ૪. ચંદ્ર, ૫. અભીવર્ધન. એ પાંચ ભેદ જાણવા. હવે પ્રથમ ચંદ્ર સંવત્સરના ચોવીસ પખવાડીઆં. એમ ત્રણ ચંદ્ર સંવત્સર છે. એ ત્રણના થઈને ચોવીસ તરી બહોંતેર પખવાડીઆં, અને અભીવર્ધન સંવત્સરના છવીસ પખવાડીઆ; એમ બે અભીવર્ધનનાં મળીને છવી હુ બાવન પખવાડીઆં જાણવાં. એમ પાંચનાં થઈને ૧૨૪ એકસો ચોવીસ પખવાડીઆં થાય. તેને યુગ સંવત્સર કહે છે.

હવે ત્રીજો પ્રમાણ સંવત્સર તથા ચોથો લક્ષણ સંવત્સર કહે છે. તેના પાંચ ભેદ. ૧. નક્ષત્ર, ૨. ચંદ્ર, ૩. ઋતુ, ૪.

આદિત્ય, ૫. અભીવર્ધન. નક્ષત્ર સરખાં આવે એટલે જે વખતે જે નક્ષત્રનો ચંદ્રમા સાથે જોગ જોડવો જોઇએ તે નક્ષત્ર જોગ જોડે. જેમકે, કાર્તકી પુનમે કૃતિકા, માગશરની પુનમે મૃગશર, પોષે પુષ્ય, મહાએ મઘા, ફાગણે ઉત્તરાફાલ્ગુણી, ચૈતરે ચિત્રા, વૈશાખે વિશાખા, જેઠે જેષ્ટા, અષાડે ઉત્તરાષાઢા, શ્રાવણે શ્રવણ, ભાદરવે ઉત્તરાભાદ્રપદ, અને આસોએ અશ્વની; એ પ્રમાણે માસને નામે નક્ષત્ર આવે તે સમ નક્ષત્ર કહીએ; તથા સમ ઋતુ સરખી પરીણામે એટલે ટાઢ વખતે ટાઢ, તાપ વખતે તાપ, વરસાદ વખતે વરસાદ હોય તેને નક્ષત્ર સંવત્સર કહીએ.

હવે બીએ ચંદ્ર સંવત્સર કહે છે. ઉપર કહ્યું તેથી વિપરીત (બીજી રીતે) હોય; જેમકે, પુનમે ચંદ્રમા સાથે, તે પુનમના નામ પ્રમાણે નક્ષત્ર ન હોય, પણ બીજું હોય; તથા તાપ ઘણો, ટાઢ ઘણી, ઘામ ઘણો, વરસાદ ઘણો વરસે તેને ચંદ્ર સંવત્સર કહીએ.

હવે ત્રીજો ઋતુ સંવત્સર કહે છે. વનસ્પતિના પ્રવાળ વીશમ રીતે પરીણમે; ઋતુ વિના ફળપુલ આપે; વરસાદ સરખી રીતે ન વરસે તેને ઋતુ તથા કર્મ સંવત્સર કહીએ.

હવે ચોથો આદિત્ય સંવત્સર કહે છે. તે થોડા વરસાદે કરી પૃથ્વિ, પાણી, ફળફુલનો રસ આપે; સમ્યક્ પ્રકારે ધાન્ય નીપજે; તે આદિત્ય સંવત્સર કહીએ.

હવે પાંચમો અભીવર્ધન સંવત્સર કહે છે. સુર્યના તાપે કરી તપ્યા થકા ક્ષણ, લવ, દિવસ, ઋતુ, પરીણમે, અને નીચાં સ્થાનક જળે કરી ભરાય; તેને અભીવર્ધન સંવત્સર કહીએ એ ત્રીજો પ્રમાણ તથા ચોથો લક્ષણ સંવત્સર જાણવો.

હવે પાંચમો શનિશ્ચર સંવત્સર કહે છે. અભિજીતાદિ ૨૮ નક્ષત્રને શનિશ્ચર મહા ગ્રહ ૩૦ વર્ષે ભોગવી લે તેને શનિશ્ચર સંવત્સર કહીએ. એ સંવત્સર અઠ્ઠાવીશ પ્રકારના. તે અભિજીત, શ્રવણ, ધનિષ્ટા, જાવત ઉત્તરાષાઢા; એ અઠ્ઠાવીશ પ્રકાર જાણવા. એ સંવત્સરના બાર માસ તેના બે પ્રકાર છે. તે લૌકીક

અને લોકોત્તર. હવે લૌકીક એટલે વેદાંત; બ્રાહ્મણ શાસ્ત્ર આશ્રી જાણવું. અને લોકોત્તર તે જૈન શાસ્ત્ર આશ્રી જાણવું. હવે તેમાં લૌકિક બાર માસ કહે છે:—શ્રાવણ, ભાદરવો, આસો, કારતક, માગશર, પોષ, મહા, ફાગણ, ચૈતર, વૈશાખ, જેઠ, અને અષાઢ. હવે લોકોત્તર એટલે જૈન પક્ષે બાર માસનાં નામ કહે છે:— ૧. અભિનંદી એટલે શ્રાવણ માસ સમજવો, ૨. પ્રતીષ્ઠિત, ૩. વિજય, ૪. પ્રીતિવર્ધન, ૫. શ્રીયાંશ, ૬. સીવ, ૭. શીશીર, ૮. હીંમત, ૯. વસંત, ૧૦ કુસૂમ સંભવ, ૧૧. નીદાઘ, અને ૧૨. વનવિરોધ.

હવે એક માસના બે પક્ષ તેનાં નામ કહે છે:—૧. બહુલ પક્ષ, અને ૨. શુકલ પક્ષ. એક પક્ષના પંદર દિવસ. તેનાં નામઃ— ૧. પુર્વાંગ, ૨. સીદ્ધ મનોરમ, ૩, મનોહર, ૪. યશોભદ્ર, ૫. યશોધરા, ૬. સર્વ કામ સમર્ધ, ૭. ઇંદ્રમુર્દ્ધા ભિષક્ત, ૮. સોમણુશ; ૯. ધનંજય, ૧૦. અર્થ સીદ્ધ, ૧૧. અભિજાત, ૧૨. અત્યાશન, ૧૩. સતંજય, ૧૪. અગ્નિવેશ્મ, ૧૫. ઉપશમઃ એ પંદર દિવસ કૃષ્ણપક્ષના કહ્યા. હવે તેજ પક્ષની તીથીઓનાં નામ કહે છે:—૧. નંદા, ૨. ભદ્રા, ૩. જયા, ૪. રીક્તા, ૫. પૂર્ણા. એ રીતે પાંચને ત્રણ વાર ગણતાં ૧૫ તીથી થાય. હવે એ પક્ષની પંદર રાત્રીનાં નામ કહે છે:–૧. ઊત્તમા, ૨. સુનક્ષત્રા, ૩. એલાપત્યા, ૪. યશોધરા, સોમણુશા, ૬. શ્રી સંભૂતા, ૭. વિજયા, ૮. વિજયંતી, ૯. જયંતી. ૧૦. અપરાજીતા, ૧૧. ઇચ્છા, ૧૨. સમાહારા, ૧૩. તેજા, ૧૪. અતીતેજા, અને ૧૫. દેવાનંદા.

હવે એ પંદર રાત્રીની પંદર તીથીઓનાં નામ કહે છે:– ૧. ઊગ્રવતી, ૨. ભોગવતી, ૩. યશોવતી, ૪. સર્વસીદ્ધા, ૫. શુભ નામ; એ પાંચને ત્રણ વાર ગણુતા ૧૫ રાત્રીની તીથી જાણવી.

હવે એક રાત્રી–દીવસના ૩૦ મુહુર્ત થાય તેનાં નામ કહે છે:–૧. રૌદ્ર, ૨. શ્વેત, ૩, મીત્ર, ૪. વાયુ, ૫. સુપીન, ૬. અભીચંદ્ર, ૭. માહેંદ્ર, ૮. બળવાન્, ૯. બ્રહ્મ, ૧૦. બ્રહ્મસત્ય,

૧૧. ઈશાન, ૧૨. ત્વષ્ટા, ૧૩ ભાવિતાત્મા ૧૪. વૈશ્રમણુ, ૧૫. વારૂણુ, ૧૬. આનંદ, ૧૭. વિજય, ૧૮. વિશ્વેશન, ૧૯. પ્રજાપત્ય, ૨૦. ઊપશમ, ૨૧. ગાંધર્વ, ૨૨. અગ્નિ વૈશ્ય, ૨૩. શત વૃશભ, ૨૪. આતપવાન, ૨૫. અમમ, ૨૬. ઊણુવાન, ૨૭. ભૌમ, ૨૮. વૃષભ, ૨૯. સર્વાર્થ, અને ૩૦. રાક્ષસ.

હવે અગીઆર કરણુનાં નામ કહે છેઃ—૧. બવ, ૨. બાલવ, ૩. કૌલવ, ૪. સ્તિમિત લોચન, ૫. ગરાદી, ૬. વણીજ, ૭. વિષ્ટી, ૮. શંકુની, ૯. ચતુષ્પદ, ૧૦. નાગ, અને ૧૧ કીસ્તુઘ્ન. તેમાં પ્રથમના સાત કરણુ ચર, અને છેલ્લાં ચાર કરણુ સ્થિર છે.

શુકલ પક્ષની એકમની રાત્રે બવ કરણુ હોય, બીજને દીવસે બાલવ કરણુ હોય, અને રાત્રે કૌલવ કરણુ હોય; એમ તીથીના દીવસ રાત્રીને કરણુ એક પછી એક લેતાં–મુકતાં જાવત્ પુનમના દીવસે વીષ્ટી અને રાત્રે બવ કરણુ આવે. કૃષ્ણુપક્ષનાં પડવાને દીવસે બાલવ અને રાત્રે કૌલવ કરણુ આવે. એમ દીવસ રાત્રીનાં અનુક્રમે કરણુ લેતાં–મુકતાં જાવત્ ચૌદશને દીવસે વીષ્ટી અને રાત્રે શકુની કરણુ આવે; અમાવાસ્યાને દીવસે ચતુષ્પદ અને રાત્રે નાગ કરણુ આવે. શુકલપક્ષના પડવાના દીવસે કીસ્તુઘ્ન ચર કરણુ બદલાય અને સ્થિર કરણુ હંમેશાં તેજ તીથીએ આવે.

ઉપર કહેલી બીનાઓમાં મુખ્ય કોણુ છે, તે કહે છેઃ— સંવત્સરમાં મુખ્ય ચંદ્ર સંવત્સર, આયનમાં મુખ્ય દક્ષીણાયન, ઋતુમાં મુખ્ય પ્રાવૃટ્, માસમાં મુખ્ય શ્રાવણુ, પક્ષમાં મુખ્ય કૃષ્ણુ પક્ષ, અહોરાત્રીમાં મુખ્ય દીવસ, મુહૂર્ત્તમાં મુખ્ય રૌદ્ર, કરણુમાં મુખ્ય બાલવ અને નક્ષત્રમાં મુખ્ય અભીજીત.

હવે એક યુગના પાંચ સંવત્સર, દશ આયન, ત્રીશ ઋતુ, સાઠ માસ, એકસો વીસ પક્ષ, એક હજાર આઠસેં ને ત્રીશ અહોરાત્રી, અને ચોપન હજાર નવસેં મુહૂર્ત થાય; એ સર્વે એક યુગના જાણુવા.

ઉપર બતાવેલાં નક્ષેત્ર અશ્વનીથી ગણ્યા છે, અને સૂત્રમાં અભીજીત નક્ષત્રથી ગણ્યાં છે. હવે તેનાં નામ કહે છે. ૧. અભીજીત, ૨. શ્રવણ, ૩. ધનિષ્ટા, ૪. સતભીશા, ૫. પુર્વાભાદ્રપદ, ૬. ઉત્તરાભાદ્રપદ, ૭. રેવતી, ૮. અશ્વની, ૯. ભરણી, ૧૦. કૃતિકા, ૧૧. રોહિણી, ૧૨. મૃગશર, ૧૩. આર્દ્રા, ૧૪. પુનર્વસુ, ૧૫. પુષ્ય, ૧૬. અશ્લેશા, ૧૭. મઘા, ૧૮. પૂર્વાફાલ્ગુણી, ૧૯. ઉત્તરાફાલ્ગુણી, ૨૦. હસ્ત, ૨૧. ચિત્રા, ૨૨. સ્વાંતિ, ૨૩. વિશાખા, ૨૪ અનુરાધા, ૨૫. જયેષ્ટા, ૨૬. મુળ, ૨૭. પુર્વાષાઢા, ૨૮. ઉત્તરાષાઢાઃ એ અઠ્ઠાવીસ નક્ષત્ર કહ્યાં. તેમાંથી છ નક્ષત્ર ચંદ્રમાને બાહીરલે પંદરમે માંડલે દક્ષિણ તરફ જોગ જોડે છે. તેનાં નામઃ- ૧. મૃગશર, ૨. આર્દ્રા, ૩. પુષ્ય, ૪. અશ્લેષા, ૫. હસ્ત, ૬. મુલઃ એ છ નક્ષત્ર જાણવા.

હવે ચંદ્રમાથી ઉત્તર દિશે બાર નક્ષત્ર જોગ જોડે છે તેનાં નામઃ-

૧. અભીજીત. ૨. શ્રવણ, ૩. ધનિષ્ટા, ૪. સતભીશા, ૫. પુર્વાભાદ્રપદ, ૬. ઉત્તરાભાદ્રપદ, ૭. રેવતી, ૮. અશ્વની, ૯. ભરણી, ૧૦ પુર્વાફાલ્ગુણી, ૧૧. ઉત્તરા ફાલ્ગુણી, ૧૨. સ્વાંતિ.

હવે ચંદ્રમાને ઉત્તર અને દક્ષિણ દિશે સાત નક્ષત્ર જોગ જોડે છે તેનાં નામઃ—૧. કૃતિકા, ૨. રોહિણી, ૩. પુનર્વસુ, ૪. મઘા, ૫. ચિત્રા, ૬. વિશાખા, ૭. અનુરાધા. તેમજ ૧. પુર્વાષાઢા અને ૨. ઉત્તરાષાઢા; એ બે નક્ષત્ર સર્વ બાહીરલે માંડલે દક્ષીણે ચંદ્રમાને પ્રમર દીને જોગ જોડે છે, અને જયેષ્ટા નક્ષત્ર સદા ચંદ્રમાને પ્રમર દીને જોગ જોડે છે. અઠ્ઠાવીસ દેવના નામ તે આગળ કહ્યાં છે ત્યાંથી જોવું. વળી અભીજીત નક્ષત્રથી તારાની સંખ્યા નીચે પ્રમાણે જાણવી.

૩. ૩. ૫. ૧૦૦. ૨. ૨. ૩૨. ૩. ૩. ૬. ૫. ૩. ૧. ૫. ૩. ૬. ૭. ૨. ૨. ૫. ૧. ૧. ૫. ૪. ૩. ૧૧. ૪. ૪. એ અઠ્ઠાવીસ નક્ષત્રના અનુક્રમે તારા જાણવાં.

હવે અઠ્ઠાવીસ નક્ષત્રનાં ગોત્ર કહે છેઃ—૧. મુદ્દગલાયન, ૨. સંખ્યાયન, ૩. અગ્રભાવ, ૪. કરણીલાયન, ૫. જાતુકર્ણ, ૬. ધનંજય, ૭. પુષ્પાયન, ૮. અશ્વાયન, ૯. ભાર્ગવેશ, ૧૦. અગ્નિવેશ, ૧૧ ગૌતમ, ૧૨. ભારદ્વાજ, ૧૩. લોહીત્ય, ૧૪. વાસીષ્ટ, ૧૫. અવમન્જાયન, ૧૬. માંડવ્યાયન, ૧૭. પીંગલાયન, ૧૮. ગોવલ્લાયન, ૧૯. કાશ્યપ, ૨૦. કૌશીક, ૨૧. દર્ભાયન, ૨૨. ચામરછાય, ૨૩. શૂંગાયન, ૨૪. ગોલવ્યાયન, ૨૫. તીગીછાયન, ૨૬. કાત્યાયન, ૨૭. અવધ્યાયન, અને ૨૮. વ્યાઘ્રાપત્ય. નક્ષત્રની આકૃત્તિ તેમજ નક્ષત્રની મુહૂર્તી આગળ કહી છે ત્યાંથી જોવી.

હવે કુળ ઊપકૂલાદિક કહે છે. અઠ્ઠાવીસ નક્ષત્રમાં બાર કુળ નક્ષત્ર છે. તેનાં નામઃ—૧. ધનિષ્ટા, ૨. ઉત્તરાભાદ્રપદ, ૩. અશ્વની, ૪. કૃતિકા, ૫. મૃગશર, ૬. પુષ્ય, ૭. મઘા, ૮. ઊત્તરાફાલ્ગુણી, ૯. ચિત્રા, ૧૦ વિશાખા, ૧૧. મુળ, અને ૧૨. ઉત્તરાષાઢા.

હવે ચાર નક્ષત્ર કુલોપકુળ કહે છેઃ—૧. અભીજીત, ૨. સતભિશા, ૩. આર્દ્રા, ૪. અનુરાધા, એ કુલોપકુલ જાણવાં, અને બાકી રહ્યાં તે ઉપકુલ જાણવાં.

હવે દરેક પુનમે નક્ષત્ર જોગ જોડે તેનાં નામ કહે છેઃ—શ્રાવણ માસની પુનમે ત્રણ નક્ષત્રમાંથી એક નક્ષત્ર જોગ જોડે; તે ૧. અભીજીત, ૨. શ્રવણ, ૩. ધનિષ્ટા. એ ત્રણમાંથી એક હોય. એમજ ભાદરવાની પુનમે પણ ત્રણમાંથી એક હોય; તે ૧. સતભિશા; ૨. પૂર્વાભાદ્રપદ, ૩. ઉત્તરાભાદ્રપદ. એ ત્રણમાંથી એક હોય. આસોની પુનમે બેમાંથી એક હોય તે ૧. રેવતી, ૨. અશ્વની; કાર્તકી પુનમે ૧. ભરણી, ૨. કૃતિકા; માગશરે રોહિણી કે મૃગશર; પોષે આર્દ્રા, પુનર્વસુ કે પુષ્ય; મહાએ અશ્લેષા કે મઘા; ફાગણે પૂર્વાફાલ્ગુણી કે ઊત્તરાફાલ્ગુણી; ચૈતરે હસ્ત કે ચિત્રા; વૈશાખે સ્વાંતિ કે વિશાખા; જેઠે અનુરાધા, જ્યેષ્ટા

કે મુળ; અષાડે પુર્વાષાઢા કે ઉત્તરાષાઢા; એ નક્ષત્ર કહ્યાં તેમાંથી ગમે તે એક નક્ષત્ર પુનમે જોગ જોડે.

હવે અમાસનાં નક્ષત્ર કહે છે. શ્રાવણ વદી અમાસે અશ્લેષા કે મઘા એ બેમાંથી એક હોય; ભાદરવા વદી અમાસે પુર્વાફાલ્ગુણી કે ઉત્તરાફાલ્ગુણી હોય; આસો વદી અમાસે હસ્ત કે ચિત્રા હોય; કારતક વદી અમાસે સ્વાંતિ કે વિશાખા હોય; માગશર વદી અમાસે અનુરાધા, જ્યેષ્ઠા કે મુળ હોય; પોષ વદી અમાસે પુર્વાષાઢા કે ઉત્તરાષાઢા હોય; મહા વદી અમાસે અભીચ, શ્રવણ કે ધનિષ્ટા હોય; ફાગણ વદી અમાસે સતભીષા, પૂર્વાભાદ્રપદ કે ઉત્તરાભાદ્રપદ હોય; ચૈત્ર વદી અમાસે રેવતી કે અશ્વની હોય; વૈશાખ વદી અમાસે ભરણી કે કૃતિકા હોય; જેઠ વદી અમાસે રોહિણી કે મૃગશર હોય; અશાડ વદી અમાસે આર્દ્રા, પુનર્વસુ કે પુષ્ય હોય.

હવે જ્યારે શ્રાવણની પુનમે જે નક્ષત્ર હોય તેજ નક્ષત્ર મહા વદી અમાસે હોય; એમજ મહાની પુનમે જે નક્ષત્ર હોય તેજ નક્ષત્ર શ્રાવણની અમાસે હોય. એ પ્રમાણે પુનમે પુનમે તથા અમાસે અમાસે એમ છછે મહીનાને આંતરે એના એજ નક્ષત્ર આવે.

## अथ श्री ठाणांग सूत्रमां ज्ञान भणवानां दस नक्षत्र कह्यां छे तेनां नाम.

૧ મૃગશર, ૨ આર્દ્રા, ૩ પુષ્ય, ૪ પૂર્વાષાઢા, ૫ પૂર્વા ભાદ્રપદ, ૬ પૂર્વા ફાલ્ગુણી, ૭ મુલ, ૮ અશ્લેષા, ૯ હસ્ત, ૧૦ ચિત્રા, એ દસ નક્ષત્રમાં જ્ઞાન ભણવાનો અભ્યાસ કરે તો જ્ઞાનની વૃદ્ધિ થાય, અને વિઘ્નનો નાશ થાય; માટે એ નક્ષત્રમાં જ્ઞાન ભણવું શ્રેષ્ટ છે. એમ કેવળજ્ઞાની કહે છે.

# अथ श्री उत्तराध्ययन सूत्रने आधारे रात्रि दिवसनी पोरशी भरवानुं मान कहे छे.

## ॥ गाथा ॥

आसाढे मासे दुपया । पोष मासे चउप्पया ॥
चित्ता सोएसु मासेसु । तिपया हवइ पोरसी ॥ १ ॥

**ભાવાર્થઃ**—દક્ષિણ દીશા તરફ મોં રાખી ઉભા રહેવું, પછી ડાબો પગ જરા આગળ જમીન ઊપર ઊભો રાખવો, અને ઢીંચણ ઉપર આંગળી મુકવી; તે પગ અને આંગળીની નીશાનીનો છાંયો પશ્ચિમ દીશા તરફ પડે તે છાંયાની નીશાની રાખી જમણા પગથી છાંયો ભરવો એટલે જો અષાડ મહીનાની પુનમ હોય તો પગલાની છાંયાએ પોરશી આવી જાણવી. એમ પોષ શુદિ પુનમે ચાર પગલે પોરશી, આસો અને ચૈતરે ત્રણ પગલે પોરશી, એ ગાથાના અનુસારે સંક્ષેપથી પોરશી કહી. હવે વિસ્તારથી કહે છે. તે એવી રીતે કે અષાડથી પોષ મહિના સુધી દરેક મહિને ચાર આંગળ છાંયો વધારવો, અને પોષથી અષાડ મહિના સુધી દરેક મહિને ચાર ચાર આંગળ છાંયો ઘટાડવો. જેમકે, અષાડ શુદિ પુનમે બે પગલે પોરશી, અને અષાડ વદી અમાસે બે પગલાં ને બે આંગળે પોરશી આવે. શ્રાવણ શુદિ આઠમે બે પગલાં ને ત્રણ આંગળે પોરશી આવે, અને શ્રાવણ શુદિ પુનમે બે પગલાં ને ચાર આંગળે પોરશી આવે; એમ ભાદરવા શુદિ પુનમે બે પગલાં ને આઠ આંગળે પોરશી આવે, અને આસો શુદિ પુનમે બે પગલાં ને બાર આંગળે પોરશી આવે એટલે ત્રણ પગલાં થયાં. એક પગલાના બાર આંગળ સમજવા. એમજ કારતક શુદિ પુનમે ત્રણ પગલાં ને ચાર આંગળ; માગશર શુદિ પુનમે ત્રણ પગલાં ને આઠ આંગળ; પોષ શુદિ પુનમે ત્રણ પગલાં ને બાર આંગળ એટલે ચાર પગલાં.

હવે મહા શુદિ પુનમથી ચાર ચાર આંગળ ઘટાડવા, એટલે મહા શુદિ પુનમે ત્રણ પગલાં ને આઠ આંગળે પોરશી આવે; ફાગણ શુદિ પુનમે ત્રણ પગલાં ને ચાર આંગળે પોરશી આવે; ચૈત્ર શુદિ પુનમે ત્રણ પગલે પોરશી આવે. વૈશાખ શુદિ પુનમે બે પગલા ને આઠ આંગળે પોરશી આવે; જેઠ શુદિ પુનમે બે પગલાં ને ચાર આંગળે પોરશી આવે; અને અષાડ શુદિ પુનમે બે પગલે પોરશી આવે.

હવે પોરશી ભરવાની બીજી રીત કહે છે. દક્ષિણ દીશા તરફ મોં રાખી જમીન ઉપર બેસવુ, અને ડાબા હાથની વેંત પશ્ચિમ દીશા તરફ જમીન ઉપર ઉભી રાખવી, તે વેંતનો જે છાયો હોય તેને જમણા હાથની આંગળીએ નીશાન રાખવું, પછી તેજ વેંત જમીન ઉપર ઊંધી વાળવી; તેમાં અષાઢ શુદિ પુનમે એક વેંત છાંયે પોરશી સમજવી. એમ મહિને મહિને બબ્બે આંગળ છાંયા પોષ શુદિ પુનમ સુધી વધારવી. એટલે પોષ શુદિ પુનમે બે વેંત છાયે પોરશી આવે, અને પોષ શુદિ પુનમ પછી દરેક મહિને બબ્બે આંગળ છાંયો ઘટાડવો; એટલે અષાડ શુદિ પુનમે એક વેંત છાંયે પોરશી આવે.

હવે વિસ્તારથી પોરશીનું માપ કહે છે. અષાડ શુદિ પુનમે એક વેંત છાંયે પોરશી આવે. એક વેંતના બાર આંગળ સમજવા. અષાડ વદી આઠમે એક વેંતને અડધા આંગળે પોરશી આવે; અષાડ વદી અમાસે એક વેંત ને એક આંગળે પોરશી આવે, શ્રાવણ શુદિ આઠમે એક વેંત ને દોઢ આંગળે પોરશી આવે; શ્રાવણ શુદિ પુનમે એક વેંત ને બે આંગળે પોરશી આવે; ભાદરવા શુદિ પુનમે એક વેંત ને ચાર આંગળે પોરશી આવે; આશો શુદિ પુનમે એક વેંત ને છ આંગળે પોરશી આવે; કારતક શુદિ પુનમે એક વેંત ને આઠ આંગળે પોરશી આવે; માગશર શુદિ પુનમે એક વેંત ને દશ આંગળે પોરશી આવે; અને પોષ શુદિ પુનમે એક વેંત ને બાર આંગળે ( બે વેંતે ) પોરશી આવે.

હવે પોષ મહીનાથી આંગળ ઘટાડવા એટલે મહા શુદી પુનમે એક વેંત ને દશ આંગળે; ફાગણ શુદી પુનમે એક વેંત ને આઠ આંગળે; ચૈતર શુદી પુનમે એક વેંત ને છ આંગળે; વૈશાખ શુદી પુનમે એક વેંત ને ચાર આંગળે; જેઠ શુદી પુનમે એક વેંત ને બે આંગળે; અને અષાડ શુદી પુનમે એક વેંતે પોરશી આવે.

હવે દીવસની ઘડી ભરવાની રીત એટલે કેટલી ઘડી દીવસ ચઢયો તેની સમજ કહે છે.—પ્રથમની રીતે વેંતનો છાંયો ભરવો. જેમકે, છાંયો ભરતા એક વેંત ને આઠ આંગળ છાંયો છે, ત્યારે કેટલી ઘડી દિવસ ચઢયો સમજવો તે ગણવાની રીત નીચે પ્રમાણેઃ—

વેંતના બાર આંગળ અને ઉપર આઠ આંગળ ઉમેરવા, એટલે બાર ને આઠ વીસ આંગળ થયા, તે વીસમાંથી અડધા બાદ કરવા એટલે દસ રહ્યા; એ દસમાં બીજા સાત ઉમેરવા એટલે સત્તર થયા; તેને એકસો વીસે ભાગતાં સત્તર સતા ઓગણીશાસો એટલે સાતનો આંક આવ્યો; તો સમજવું કે સાત ઘડી દિવસ ચઢયો. હવે બીજું ઉદાહરણ કહે છે. એક વેંત ને ચાર આંગળ છાંયા છે, તેનાં આંગળ સોલ થયા, તેમાંથી અડધા બાદ કરતાં આઠ રહ્યા, તેમાં સાત ઉમેરતાં પંદર થાય, તેને એ-કસો વીસે ભાગતાં પંદર અઠ્ઠા વીસુસો એટલે આઠનો આંક આવ્યો; માટે આઠ ઘડી દિવસ ચઢયો જાણવો. હવે ત્રીજું ઉદાહરણ કહે છે. જેમકે, બે વેંત છાંયા છે, એટલે ચોવીસ આંગળ છાયા થઈ; તેમાંથી અડધા બાદ કરતાં બાર રહ્યા; તેમાં સાત ઉમેરતાં ઓગણીસ થયા; તેને એકસો વીસે ભાગતાં ઓગણી છક ચૌદેતેરસો એટલે છ ઘડી દિવસ ચઢયો સમજવો. એ પ્રમાણે દિવસની ઘડીનું પ્રમાણ સમજવું.

હવે કયે મહિને કેટલી ઘડીનો પોહોર થાય તે કહે છેઃ—અષાડ શુદી પુનમે છત્રીસ ઘડીનો દિવસ અને ચોવીસ ઘડીની

રાત્રી છે.* તે અષાડ શુદી ૧૫થી ગણતાં દરેક મહિને બે ઘડી દિવસ ઘટાડવો, અને બે ઘડી રાત્રી વધારવી; જેથી પોષ શુદી ૧૫મે ચોવીસ ઘડીનો દિવસ, અને છત્રીસ ઘડીની રાત્રી થાય. એમ પોષ શુદ ૧૫થી અષાડ શુદ ૧૫ સુધી બબ્બે ઘડી દરેક મહિને વધારવી અને રાત્રી બબ્બે ઘડી ઘટાડવી એટલે અષાડ શુદી ૧૫ ને દિવસે છત્રીસ ઘડીનો દિવસ અને ચોવીસ ઘડીની રાત્રી થાય.

હવે તે દિવસ ને રાત્રીના પ્રમાણમાં ચોથા ભાગની પોરશી સમજવી એટલે અષાડ શુદી ૧૫મે છત્રી ઘડીનો દિવસ છે ત્યારે નવ ઘડીની પોરશી સમજવી, અને અષાડ વદી અમાસને દિવસે પોણા નવ ઘડીની પોરશી સમજવી. શ્રાવણ શુદી પુનમે સાડા આઠ ઘડીની પોરશી સમજવી. એમ ભાદરવા શુદી પુનમે આઠ ઘડીની પોરશી સમજવી. આસો શુદી પુનમે સાડા સાત ઘડીની પોરશી, અને એ પ્રમાણે પોષ શુદી પુનમે છ ઘડીની પોરશી સમજવી. પોષ શુદી પુનમથી દિવસ વધે છે માટે મહિને બે ઘડી વધારતાં અષાડ શુદ પુનમે નવ ઘડીની પોરશી થાય. એવીજ રીતે દિવસ પ્રમાણે ચોઘડીયાં પણ સમજવાં. પોષ શુદી પુનમે ત્રણ ઘડીનું ચોઘડીઉ અને અષાડ શુદી પુનમે સાડા ચાર ઘડીનું ચોઘડીઉં જાણવું.

હવે નક્ષત્રને આધારે રાત્રીની પોરશીનું અનુમાન કહે છે. જે મહિને જે નક્ષત્રો રાત પુરી કરે એટલે પશ્ચિમ દિશાએ સૂર્ય અસ્ત થાય તેની સાથેજ પૂર્વ દિશામાં નક્ષત્ર ઉદય થાય. તેને આધારે સમજવું કે, ચોથે ભાગે નક્ષત્ર આવ્યું હોય તો સમજવું, કે પહોર રાત્રી ગઈ, મધ્યમાં આવ્યું હોય તો મધ્ય રાત્રી સમજવી, અને ચોથે ભાગે રહ્યું હોય તો પાછલી રાત્રી સમજવી. એને આધારે જ્ઞાની મહાત્માઓ ધર્મકરણી, નિદ્રા વિગેરે પોતાના ધર્મ કૃત્યો કરે છે.

હવે કયે મહિને કેટલા નક્ષત્રો રાત્રી પુરી કરે તે કહે છેઃ—શ્રાવણ મહિને ચાર નક્ષત્ર રાત્રી પુરી કરે તેનાં નામઃ–૧. ઉત્તરા-

* આ ગણત્રી સામાન્ય છે. વિશેષ આગળ જણાવેલ છે.

ષાઢા ચૌદ દિવસ સુધી રહે, ૨. અભીજીત સાત દિવસ સુધી, ૩. શ્રવણુ આઠ દિવસ સુધી, ૪. ધનિષ્ટા એક દિવસ સુધી; એમ ચાર નક્ષેત્ર મળી એક મહિનો પુરો કરે. ભાદરવા મહિને ચાર નક્ષેત્ર રાત્રી પુરી કરે તેનાં નામઃ–૧. ધનિષ્ટા ચૌદ દિવસ, ૨. સતભીષા સાત દિવસ, ૩. પુર્વા ભાદ્રપદ આઠ દિવસ, ૪. ઉત્તરા ભાદ્રપદ એક દિવસ. આસો મહિને ત્રણુ નક્ષેત્ર રાત્રી પુરી કરે. તેનાં નામઃ–૧. ઉત્તરા ભાદ્રપદ ચૌદ દિવસ, ૨. રેવતી પંદર દિવસ, ૩. અશ્વની એક દિવસ. કારતક મહિને ત્રણુ નક્ષેત્ર રાત્રી પુરી કરે તેનાં નામઃ–૧. અશ્વની ચૌદ દિવસ, ૨. ભરણી પંદર દિવસ, ૩. કૃતિકા એક દિવસ. માગશર મહિને ત્રણુ નક્ષેત્ર રાત્રી પુરી કરે તેનાં નામઃ–૧. કૃતિકા પંદર દિવસ, ૨. રોહિણી ચૌદ દિવસ, ૩. મૃગશર એ દિવસ. પોષ મહિને ચાર નક્ષેત્ર રાત્રી પુરી કરે તેનાં નામઃ—૧. મૃગશર ચૌદ દિવસ, ૨. આદ્રા આઠ દિવસ, ૩. પુનર્વસુ સાત દિવસ, ૪. પુષ્ય એક દિવસ. મહા મહિને ત્રણ નક્ષેત્ર રાત્રી પુરી કરે તેનાં નામઃ—૧. પુષ્ય ચૌદ દિવસ, ૨. અશ્લેષા પંદર દિવસ, ૩. મઘા એક દિવસ. ફાગણુ મહિને ત્રણુ નક્ષેત્ર રાત્રી પુરી કરે તેનાં નામઃ—૧. મઘા ચૌદ દિવસ, ૨. પુર્વા ફાલ્ગુણી ૧૫ દિવસ, ૩. ઉત્તરા ફાલ્ગુણી એક દિવસ. ચૈતર મહિને ત્રણુ નક્ષેત્ર રાત્રી પુરી કરે તેનાં નામઃ—૧. ઉત્તરા ફાલ્ગુણી ચૌદ દિવસ, ૨. હસ્ત પંદર દિવસ, ૩. ચિત્રા એક દિવસ. વૈશાખ મહિને ત્રણુ નક્ષેત્ર રાત્રી પુરી કરી તેનાં નામઃ—૧. ચિત્રા ચૌદ દિવસ, ૨. સ્વાંતિ પંદર દિવસ, ૩. વિશાખા એક દિવસ. જેઠ મહિને ચાર નક્ષેત્ર રાત્રી પુરી કરે તેનાં નામઃ—૧. વિશાખા ચૌદ દિવસ, ૨. અનુરાધા આઠ દિવસ, ૩. જયેષ્ટા સાત દિવસ, ૪. મુલ એક દિવસ. અષાડ મહિને ત્રણુ નક્ષેત્ર રાત્રી પુરી કરે તેનાં નામઃ—૧ મુલ ચૌદ દિવસ, ૨. પુર્વાષાઢા પંદર દિવસ, ૩. ઉત્તરાષાઢા એક દિવસ. એ પ્રમાણે નક્ષેત્રના આધારે પોરસી સમજવી. આ અનુમાન ગણ્યું છે.

# अथ श्री दीक्षा विचार.

દીક્ષા દેવાના નક્ષત્રનાં નામ કહે છેઃ–૧. પુનર્વસુ, ૨. પુષ્ય, ૩. સ્વાંતી, ૪. અનુરાધા, ૫. હસ્ત, ૬. શ્રવણુ, ૭. ધનિષ્ટા, ૮. રેવતી, ૯. રોહિણી, ૧૦. અશ્વની, ૧૧. સતભીષા, ૧૨. ઉત્તરાષાઢા, ૧૩. ઉત્તરા ભાદ્રપદ, ૧૪. ઉત્તરા ફાલ્ગુણી; એ ચૌદ નક્ષેત્રોમાં દીક્ષા દેવી.

હવે દીક્ષા દેવાની તીથી કહે છેઃ—એકમ, બીજ, ત્રીજ, ચોથ, પાંચમ, દશમ, અગીઆરશ, બારશ, અને તેરશ.

હવે વારના નામ કહે છેઃ—શનિવાર, સોમવાર, બુધવાર, ગુરૂવાર અને શુક્રવાર. એ વાર અને ઉપર બતાવેલી તીથીમાં આગળ બતાવેલા ચંદ્રનું બળ જોઇને દીક્ષા દેવી, એમ મ્હોટા પુરુષો કહે છે. ( કોઈક પાનામાં લખ્યું છે. ) વિશેષમાં ચૈત્ર અને જેઠ માસમાં દીક્ષા આપવી નહી. આપે તો વિઘ્ન થાય એમ અનુભવીઓ કહે છે.

# प्रस्तावीक बोल.

## अथ श्री स्वान शुकन विचार.

૧. ગામ જતાં રસ્તામાં કુતરો રમતો દેખીએ તો લાભ થાય.
૨. ગામ જતાં રસ્તામાં કુતરો કાન ફફડાવે તો ગામ ન જવું; મરણાન્ત કષ્ટ ઉપજે.
૩. ગામ જતાં કુતરાને ખાટલા ઉપર સૂતેલો દેખીએ તો ગામ ન જવું; મૃત્યુ થાય.
૪. ગામ જતાં કુતરો ભીંત સાથે પોતાનું અંગ ઘસતો અથવા લોટતો દેખીએ તો ઘણોજ લાભ થાય.

૫. ગામ જતાં કુતરાનું ટોળું સામું મળે તો જે ગામ જઇએ તે ગામનો વિનાશ સમજવો; અથવા તે ગામમાં સારા માણસનું મૃત્યુ થયું હોય એમ સમજવું.
૬. ગામ જતાં કુતરાને રતી ક્રીડા કરતો દેખીએ તો મરણ ઉપજે.
૭. ગામ જતાં કુતરાને ભોંય સુંઘતો દેખીએ તો પાછું વળવું મુશ્કેલ; સંકટમાં આવી પડે.
૮. ગામ જતાં કુતરો એકલો સામો મળે તો ચિંતવેલ કામ ઘણું સારૂં થાય.
૯. ગામ જતાં કુતરો કાદવે ખરડાયલો સામો મળે તો ગામ ન જવું; દુઃખ પડે.

---

# अथ श्री गरोळी विचार.

૧. જમતાં ભાણામાં ગરોળી પડે તો તે માણસ મહા સુખ પામે.
૨. ધોળી ગરોળી માથા ઊપર પડે તો છત્ર ધરાવે એટલે રાજ્ય તરફથી સુખ મળે.
૩. કાળી ગરોળી માથા ઊપર પડે તો કોઈ જાતનું દુઃખ ભોગવવું પડે.
૪. કાળી કે ધોળી ગમે તે ગરોળી કપાળ ઊપર પડે તો ધનનો લાભ થાય.
૫. આંખ ઊપર પડે તો પોતાના ધણી, સ્વામી કે પોષકનો નાશ થાય.
૬. ઊપલા હોઠ ઉપર પડે તો ધનનો નાશ થાય.
૭. નીચેના હોઠ ઊપર પડે તો હાથ બંધાવે.
૮. નાક ઊપર પડે તો રાજા તરફથી દુઃખ થાય.
૯. જમણે કાને પડે તો ધનની હાની થાય.
૧૦. ડાબે કાને પડે તો ધનની પ્રાપ્તિ થાય.
૧૧. કેડ ઊપર પડે તો કોઈ પણ જાતનું નુકશાન થાય.

૧૨. જમણા હાથ ઊપર પડે તો ક્લેશ, વઢવાડ થાય.
૧૩. ડાબા હાથ ઊપર પડે તો બંધન કરાવે.
૧૪. ગળા ઊપર પડે તો બાળકનો નાશ થાય.
૧૫. પેટ ઊપર પડે તો પુત્ર તરફથી દુઃખ થાય.
૧૬. જમણી કેડ ઊપર પડે તો પુત્રી તરફથી પીડા તથા કલેશ થાય.
૧૭. પુંઠ ઊપર પડે તો રોગ થાય.
૧૮. કુંખ ઊપર પડે તો વિઘ્નનો નાશ થાય.
૧૯. ખોળામાં પડે તો પુત્રની આશા પુરી થાય.
૨૦. ખરડા ઉપર પડે તો રાજ્ય તરફથી માન મળે.
૨૧. જમણા પગની ઘૂંટી ઉપર પડે તો પોતાના વડિલને માથે દુઃખ આવે.
૨૨. ડાબા પગની ઘૂંટી ઉપર પડે તો વડિલોને સુખી દેખે.
૨૩. પગની આંગળી ઉપર પડે તો સાસુ મરે.
૨૪. પગના તળીઆ ઊપર પડે તો દૂર મુસાફરી કરવાનું થાય.

ઊપર કહ્યા પ્રમાણે સર્વે બોલ સમજવા. પણ એટલો ફેર છે કે સર્વે ઠેકાણે ધોળી ગરોળી પડે તો સારી અને કાળી ગરોળી પડે તો અનિષ્ટ જાણવી.

# अथ श्री फांकडुं अथवा चोथाना घरनो विचार.

એકમ ને શનીવાર, બીજ ને શુક્રવાર, ત્રીજ ને ગુરૂવાર, ચોથ ને બુધવાર, પાંચમ ને મંગળવાર, છઠ્ઠ ને સોમવાર, અને સાતમ ને રવીવાર હોય તો એ દીવસોમાં ફાકડું અથવા ચોથાનું ઘર કહે છે. તે દીવસે શુભ કામ ન કરવું, વિહાર ન કરવો, ચોમાસું જવું હોય તો તે દીવસે ગામમાં ન પેસવું. તે સિવાય કોઈપણ શુભ કામ ન કરવું. ચંદ્રમાં સન્મુખ હોય તોપણ શુભ કામ ન કરવું એમ કેટલાક આચાર્યો કહે છે.

હવે ચોથાનું ઘર ગણવાની રીત કહે છેઃ—મુસલમાનની જે તારીખ હોય તે તારીખ લેવી.* એ તારીખમાં બીજા બે ઉમેરવા અને રવીવારથી વાર ઊમેરવા. એ સર્વેને ભેગા કરી ચારે ભાગવાં. જે વધે તેટલાનું ઘર સમજવું. કાંઈ ન વધે તો ચોથાનું ઘર સમજવું. તેમાં પરગામ જવું હોય તો, પહેલાનું ઘર શ્રેષ્ઠ સમજવું, ગામમાં પ્રવેશ કરવો હોય અથવા ઘરમાં પ્રવેશ કરવો હોય તો બીજાનું ઘર શ્રેષ્ઠ સમજવું, રાજકાજના કામમાં ત્રીજાનું ઘર શ્રેષ્ટ સમજવું, અને ચોથાના ઘરમાં જાય અથવા કામ કરે તો મરે નહીં તો માંદો પડે.

ઉદાહરણ. જેમકે, મુસલમાનની તારીખ બીજી છે. તેમાં બે ઊમેરો એટલે ચાર થયા. બુધવાર લઈએ તો રવીવારથી વાર ગણતાં બુધવાર ચોથો થયો. એ સર્વેને એકઠાં કરતાં આઠ થયાં. તેને ચારે ભાગતાં કાંઇ વધ્યું નહી એટલે ચોથાનું ઘર જાણવું. તે દીવસે કાંઈ પણ શુભ કાર્ય કરવું નહી. વળી ઊપર બતાવ્યું છે કે શની એટલે એકમનો એક અને શનીના રવીવારથી ગણતાં સાત વાર થાય એટલે એક ને સાત આઠ થયા; એટલે કાંઈ વધ્યું નહીં. એ પ્રમાણે ચોથાના ઘર સમજવા.

---

# अथ श्री ग्रह शान्ति करवानो जाप.

માણુસોને એક પછી એક નવગ્રહ હમેશાં સારા માઠા આવે જાય છે. તે વખતે માઠા ગ્રહમાં માણસ આકુળવ્યાકુળ બની આમતેમ દોડાદોડ કરે છે; પણ તેમ ન કરતાં જાપ કરવાથી ગ્રહ શાન્ત થાય છે. તે જાપ કરવાની રીત નીચે પ્રમાણેઃ—

---

* મુસલમાની તારીખ લેવાનું કારણ એટલું છે, કે આપણામાં તીથી વધે તથા ઘટે તે વખતે માણસ ગણતાં ઘુંચાય તેથી તે તારીખ લીધી છે, બાકી તો જે બે ઉમેરવાના છે તે એકમ ને બીજ સમજવી.

## સૂર્યની દશાનો જાપ.

રાતા વસ્ત્ર તથા રાતી નવકારવાળી ધારણ કરી પુર્વ તથા ઊત્તર દીશા તરફ બેસી સવારમાં સૂર્યની દશા હોય ત્યાં સુધી ૐ, હ્રીં, પદ્મપ્રભુ નમસ્તુભ્યમ્ મમ શાન્તિં શાન્તિ: આ મંત્ર ભણી એક મણકો મુકવો, અને એમ એક આખી નવકારવાળી ફેરવવી.

## ચંદ્રની દશાનો જાપ.

ધોળા વસ્ત્ર તથા ધોળી નવકારવાળી ધારણ કરી ઉપરની વિધિ પ્રમાણે ૐ, હ્રીં, चंद्रप्रभु नमस्तुभ्यम् मम शान्ति शान्ति. એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાળી ફેરવવી.

## મંગળની દશાનો જાપ.

રાતાં વસ્ત્ર તથા રાતી નવકારવાળી ધારણ કરી ઉપરની વિધિ પ્રમાણે ૐ, હ્રીં, वासुपूज्य प्रभु नमस्तुभ्यम् मम शान्ति शान्ति. એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાળી ફેરવવી.

## બુધની દશાનો જાપ.

પીળા વસ્ત્ર તથા પીળી નવકારવાળી ધારણ કરી ઉપરની વિધિ પ્રમાણે ૐ, હ્રીં, शांन्तिनाथ प्रभु नमस्तुभ्यम् मम शान्ति शान्ति એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાળી ફેરવવી.

## ગુરૂની દશાનો જાપ.

પીળા વસ્ત્ર તથા પીળી નવકારવાળી ધારણ કરી ઉપરની વિધિ પ્રમાણે ૐ, હ્રીં, ऋषभदेव प्रभु नमस्तुभ्यम् मम शान्ति शान्ति. એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાળી ફેરવવી.

## શુક્રની દશાનો જાપ.

ધોળા વસ્ત્ર તથા ધોળી નવકારવાળી ધારણ કરી ઉપરની વિધિ પ્રમાણે ૐ, હ્રીં, सुविधिनाथ प्रभु नमस्तुभ्यम् मम शान्ति शान्ति એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાળી ફેરવવી.

## શનિની દશાનો જાપ.

ધોળા વસ્ત્ર તથા કાળી નવકારવાળી ધારણુ કરી ઉપરની વિધિ પ્રમાણે ૐ, ह्रीँ, मुनीसुव्रत प्रभु नमस्तुभ्यम् मम शान्ति शान्ति. એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાળી ફેરવવી.

## રાહુની દશાનો જાપ.

પીળા વસ્ત્ર તથા પીળી નવકારવાળી ધારણુ કરી ઉપરની વિધિ પ્રમાણે ૐ, ह्रीँ, नेमीनाथ प्रभु नमस्तुभ्यम् मम शान्ति शान्ति. એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાળી ફેરવવી.

## કેતુની દશાનો જાપ.

લીલા વસ્ત્ર તથા લીલી નવકારવાળી ધારણુ કરી ઉપરની વિધિ પ્રમાણે ૐ, ह्रीँ, पार्श्वनाथ प्रभु नमस्तुभ्यम् मम शान्ति शान्ति. એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાળી ફેરવવી.

# અગાઉથી આશ્રય આપનાર સદ્ગૃહસ્થોનાં નામ.

## સુરત.

૫૧ શેઠ મોતીચંદભાઇ ઉત્તમચંદભાઇ.
૨૫ શેઠ હંસરાજભાઈ ચાંદમલજી.
૨૫ શા. પ્રાણજીવનદાસ ઉત્તમચંદ.
૨૫ શા. રૂપચંદ નાનચંદની વિધવા બાઇ જશકોર હા. બ્હેન મંગુ,
૨૦ શેઠ બાલુભાઈ ડાહ્યાભાઈ.
૧૩ ઝવેરી ચુનીભાઇ લલ્લુભાઈ હા. સાકરલાલ તથા ગુલાબબાઇ.
૧૧ મારફતીઆ પ્રેમચંદભાઇ અમેચંદ.
૧૧ શેઠ તારાચંદ ઉત્તમચંદ.
૧૧ શા. ધરમચંદ ડાયાભાઈ વકીલ.
૫ શા. નગીનભાઈ નથુભાઇ હા. ઝવેરી છોટુભાઈ.
૫ ભા. ગુલાબચંદ કલ્યાણચંદ.
૫ ઝવેરી મોહનલાલ રાજુભાઇ હા. ચંપકલાલ.
૫ સૌ. બાઈ તરફથી.
૨ ગોપીપુરા સ્થાનક ખાતે
૨ હરીપુરા સ્થાનક ખાતે.
૨ સગરામપુરા સ્થાનક ખાતે.
૨ શા. છગનલાલ તારાચંદ.
૧ શા. નગીનદાસ ડાહ્યાભાઇ ગોળવાળા.
૧ શા. રંગીલદાસ ચુનીલાલ.
૧ શા. મગનલાલ ચુનીલાલ.
૧ દલાલ પ્રેમચંદભાઇ ઉમેદચંદ.
૧ ચોકશી ડાહ્યાભાઇ રતનચંદ.
૧ ચોકશી કાળીદાસભાઇ નરોત્તમદાસ.
૧ શા. હરકીશનદાસ કસ્તુરચંદ.

૧ શા. છોટાલાલ વજેચંદ કાપડીઆ.
૧ સુખડીઆ ઠાકોરલાલ સુંદરલાલ.
૧ શા. તારાચંદ કીકાભાઇ ટોપીવાળા.
૧ શા. ઉત્તમચંદ જગજીવનદાસ.
૧ શા. લલ્લુભાઇ ફકીરચંદ.
૧ શા. મોતીરામ ગુલાબદાસ રેશમ દલાલ.
૧ શા. ઘેલાભાઈ દેવચંદ.
૧ માસ્તર મગનલાલ નવલચંદ.
૧ શા. કસ્તુરચંદ હીરાચંદ.
૧ શા. મગનભાઈ નગીનદાસ.
૧ સિદ્ધિવિજય પાઠશાળા હા. ઉમેદભાઇ ખીમચંદ.
૧ ગુણસુની પુસ્તકાલય.
૧ જરીવાળા ઝવેરચંદ અમીચંદ.
૧ ભા. ચીમનલાલ ભુખણદાસ.
૧ ભા. દલીચંદ માણેકચંદ.
૧ વૈદ શીવલાલ જીવણરામ.
૧ ભા. ધરમચંદ નરસિંહદાસ.
૧ ભા. કસ્તુરચંદ કપુરચંદ
૧ ભા. હરકીશનદાસ ધરમચંદ.
૧ લુવાર છગનલાલ ફુલચંદ ઘડીયાળી.
૧ લુવાર હીરાલાલ છોટાલાલ પચ્ચીગર.
૧ માસ્તર ચુનીલાલ ઝીણાભાઈ
૧ ભા. અમીચંદ કાશીભાઈ પટેલ.
૧ ભા. ઉત્તમચંદ ધરમચંદ.
૧ ભા. વીઠલદાસ જેઠાભાઈ.
૧ સુખડીયા કાળીદાસ રણછોડદાસ.
૧ શા. ચીમનલાલ ખુશાલદાસ.
૧ વોરા રતીલાલ અમરશી.
૧ શા. મોહનલાલ.
૧ શા. છોટાલાલ પ્રાણજીવનદાસ.
૧ રા. કાળીદાસ અમરતરામ.
૧ શેઠ છબીલદાસ ધરમચંદ.

### કઠોર.

૫. ભા. મોહનલાલ નરોતમદાસ પટેલ.

૩. જૈન સ્થાનકવાશી પુસ્તકાલય હા. ઠાકોરલાલ.

૨. ભા. કુબેરદાસ હરજીવનદાસ.

૧. ભા. નેમચંદ નારણદાસ.

૧. ભા. ત્રીભોવનદાસ દેવચંદભાઈ.

૧. ભા. રામચંદ નાથાભાઈ.

### નવસારી.

૧. ભાવસાર છગનલાલ લખમીચંદ.

### વડોદરા.

૧. ઝવેરી ઉત્તમચંદ માણેકચંદ હા. મગનભાઈ.

૧. માસ્તર ગોરધનભાઈ છોટાલાલ.

૧. લુવાર કેશવલાલ હરીભાઈ.

### વસો.

૧. ભાવસાર ભાઈલાલભાઇ જગજીવનદાસ.

### અમદાવાદ.

૨. ડૉક્ટર જીવરાજભાઇ ઘેલાભાઈ. L. M. & S.

૧. સંઘાણી હીરાચંદભાઈ વેલજીભાઈ.

૧. શા. મલીચંદ બુલાખીદાસની વિધવા બાઇ વીજળીબાઈ, હા. શા. ત્રીભોવનદાસ રૂઘનાથદાસ.

૧. સંઘવી વાડીલાલ કાકુભાઈ (લીંબડીવાળા.)

૧. લુવાર ફુલચંદ સાકરચંદ પંચાળ.

૧. શા. સોમનાથ હરીલાલ.

### કડી.

૧ ભાવસાર દલસુખભાઈ માનચંદ.

૧ ભાવસાર મનસુખલાલ. ડોસાભાઈ.

### સાણંદ.

૧. શા. રાઘવજી પ્રેમચંદ.

૧. શા. ઉજમશી માણેકચંદ કારભારી.

૧. શા. છગનલાલ ગગાભાઈ.

## ખંભાત.

૨ સંઘવીની પોળની સ્થાનકવાશી જૈનશાળા ખાતે.
૧ કઠાકોટડીના ઉપાશ્રય ખાતે.
૧ શા. દોલતચંદ ભાણાભાઈ.
૧ શા. છોટાલાલ મોતીચંદ.
૧ શા. વખતચંદ તારાચંદ.
૧ શા. મોહનલાલ દોલતચંદ.
૧ શા. રૂપચંદ કસ્તુરચંદ.
૧૦ પા. ગીરધરલાલ ભાઈલાલ મારફત.
  ૧ ગીરધરલાલ ભાઈલાલ.
  ૧ પા. ચુનીલાલ ભુરાભાઈ.
  ૧ પા. છોટાલાલ દામોદરદાસ.
  ૧ પા. હરીલાલ છોટાલાલ.
  ૧ પા. છગનલાલ પ્રાણજીવનદાસ.
  ૧ પા. ભગવાનદાસ લલ્લુભાઈ.
  ૧ પા. બાપુભાઈ ભાઈજી.
  ૧ પા. ભોગીલાલ દયાળજી.
  ૧ પા. નાથાલાલ ઠાકોરલાલ.
  ૧ પા. હરજીભાઈ ગોરધનદાસ.

## વીરમગામ.

૨ શા. સાકરચંદ લાલચંદ.
૨ શા. ટોકરશી છગનલાલ.
૧ ડાક્તર સુખલાલ જીવણલાલ.
૧ શા. હરગોવનદાસ જીવરાજભાઈ.
૧ ભા. મગનલાલ લખમીચંદ.
૧ બાઇ મંછા, ભા. મોહનલાલ ટોકરશી મારફત.
૧ ભા. હરગોવનદાસ પરશોત્તમ.
૧ દોશી ત્રીભોવનદાસ ચત્રભુજ.
૧ શા. પ્રેમચંદભાઇ સુરચંદ.

## ચોરવડોદરા.

૧ જૈન સ્થાનકવાશી ઉપાશ્રયની લાયબ્રેરી ખાતે.
હા. રા. મગનલાલ ખુશાલદાસ.

## માંડલા.

૩ શેઠ મોહનલાલભાઇ પરશોત્તમદાસ હા. પરભુભાઇ.

## વઢવાણ શહેર.

૫ શા. લધુભાઇ ધરમશી.
૫ શા. છોટાલાલ દેવજીભાઈ.
૨ શા. નાગરદાસ જેઠાભાઈ.
૨ શા. મગનલાલ હરખચંદ.
૧ શા. વાડીલાલ દેવજીભાઈની કું.
૧ શા. ડાહ્યાભાઈ જેઠાભાઈ.
૧ શા. ઊજમશી રઘુભાઈ.
૧ વકીલ વરધમાન ચતુરભાઈ.
૧ શા. છોટાલાલ મોહનલાલ.
૧ શા. મુળચંદ ઠાકરશી.
૧ ગાંધી કેશવલાલ જેરાજ.
૧ શા. મગનલાલ લધુભાઇ.
૧ શા. ઉજમશી કચરાભાઇ.
૧ શા. વાડીલાલ શીવલાલ દાદરવાળા.
૧ શા. નાગરદાસ છગનલાલ.
૧ શા. મુળજી ચત્રભુજ.
૧ શા. વજુભાઇ નરશી.
૧ વોરા છોટાલાલ લાલચંદ કાપડીયા.

## વઢવાણ કાંપ.

૧ શા. લખમીચંદ ત્રીભોવનદાસ.
૧ શા. કસ્તુરભાઈ હરખચંદ.
૧ શેઠ જીવણલાલ મુળજી.
૧ રા. રતીલાલ અમરશી.

### મુળી.

૧ શા. મનસુખલાલ પોપટલાલ.

### સાયલા.

૧ શા. શીવલાલ વરધમાન.

### જશાપુર.

૧ શા. મોહનલાલ તુળસીદાસ.

### પાટણ.

૪ ભણશાળી જેઠુભાઈ હરચંદભાઈ.
૨ વ્હોરા તારાચંદ દોલતચંદ.
૨ ભણશાળી જેશંગલાલ લહેરચંદ.
૨ ભણશાળી મોહનલાલ લહેરચંદ.
૨ શા. જેશંગલાલ ત્રીભોવનદાસ.
૧ પાટણના સ્થાનક ખાતે.
૧ ભણશાળી અમથાલાલ નાગરદાસ.
૧ ભણશાળી ડાહ્યાભાઈ ખુબચંદ
૧ શેઠ કેશવલાલ મગનલાલ કલોલવાળા.

### સીધ્ધપુર.

૧ સંઘવી કકલભાઇ સવચંદ.
૧ સંઘવી કકલભાઈ પુંજીરામ ખેરાળુવાળા.
૧ સંઘવી ચુનીલાલ મુગટલાલ.

### ઝોટાણા.

૧ શા. મોહનલાલ ધનજી.

### મુંબઈ.

૨ માસ્તર જગજીવનદાસ કેવળદાસ.

### ભાવનગર.

૧ સંઘવી જેચંદ દલીચંદ.

### બમો. ( અપર બરમા. )

૨. શા. શીવલાલ મોહનલાલની કું.